૩૬૪૧

# શશિકળા નાટક.

રચનાર

લલુભાઈ નાનાભાઇ ભટ્ટ.

પ્રથમ આવૃતિ.

અમદાવાદ.

ગુજરાત ગેઝેટ પ્રેસમાં મુદ્રાંકિત કર્યું.

સંવત ૧૯૪૫ સન ૧૮૮૯

(સર્વ હક ગ્રંથકારે સ્વાધીન રાખ્યા છે)

આ પુસ્તક સન ૧૮૬૭ ના ૨૫ મા એક્ટ પ્રમાણે
રજીષ્ટર કરાવ્યું છે.

**આ પુસ્તક નીચેને ઠેકાણેથી રોકડી કીમ્મતે મળશે.**

**મુંબાઇ**—સ્વદેશવત્સલ અને ભારતાર્થપ્રકાશની ઓફીસ.
ઠે. બહારકોટ. ભુલેશ્વર.

**સુરત**—મી. હરિવલવ કૃષ્ણવલવ ભટ્ટ ધી. ટાપ્તીમીલ્સમાં.

**અમદાવાદ**—ગુજરાત ગેઝેટ પ્રેસ કારંજા અને મી. જેઠાલાલ હરજીવનદાસ બુકસેલર રીચીરોડ.

**વઢવાણ કાંપ**—ડા. ઠાકોરદાસ કીકાભાઈ દલાલ.

એલ. એમ. એન્ડ એસ.

# પાત્રજનો.

સુત્રધાર........નાટક ભજવી બતાવનાર.

નટી...........સુત્રધારની સ્ત્રી.

ધ્રુવસંધિ.......અયોધ્યાનો મહારાજા.

મનોરમા, લિલાવતિ } ધ્રુવસંધિની સ્ત્રીઓ અયોધ્યાની મહારાણીયો.

**સુદર્શન**........મનોરમાનો પુત્ર. નાટકનો નાયક.

શત્રુજીત........લિલાવતીનો પુત્ર.

વિદલ્લ..........ધ્રુવસંધિનો વિશ્વાસુ મંત્રી.

સુમતિ.........મનોરમાની દાસી.

વિરસેન.........કલિંગ દેશનો રાજા મનોરમાનો પીતા.

યુધાજીત........ઉજ્જનનો રાજા લિલાવતીનો પીતા.

દુર્દર્શી...........શૃંગવેરપુરનો રાજા ભિલ્લપતિ.

ભારદ્વાજ.......ચિત્રકુટમાં વસનાર મુની.

તપસ્વિયોને, ઋષીકુમારો } ચિત્રકુટમાં વસનાર ઋષીઓને તેમના પુત્રો.

મહામાયા ......અમ્બિકા દેવી.

કૃષ્ણુશર્મા.......દ્વીજ પુત્ર અને નાયક સુદર્શનનો મિત્ર.

ધાત્રી...........વૃદ્ધ પરિચારીકા.

**સુબાહુ**.........કાશીપુરીનો રાજા.

**વિદર્ભા**.........કાશીપુરીના રાજાની સ્ત્રી.

**શશિકળા**.....કાશીપુરીના રાજાની પુત્રી. નાટકની નાયિકા.

મધુમતિ }
ઇન્દુમતિ } ...શશિકળાની સખીઓ.

વસુમતિ.......શશિકળાની દાસી.

દેવદત્ત.........શશિકળાનો વિશ્વાસુ રાજ પુરોહીતનો પુત્ર.

પદ્મનાથ }
અનોપ } બંદીજન.

કરૂષ, મદ્ર, સિંધુ પંચાલ, કામરૂપ, કર્ણાટક, કેરલ, ચોલ વિદર્ભ, કોસલ ઉજ્જન વિગેરે. } દેશોના સ્વયંવરમાં એકઠા થયલા રાજાઓ ને કુમારો.

સરદારો, પ્રધાનો સેનાપતિઓ, મંત્રીઓ, શેઠ શાહુકારો, પુરવાસીઓ, પ્રતિહારો અને અન્ય નોકરો. } સ્વયંવરમાં મળેલા રાજાઓ તથ કુમારોના અને કાશીપુરીના રાજાના.

માંડલિક રાજાઓ સરદારો મંત્રીઓ સ્નેહી સગાઓ પુરવાસીઓ બ્રાહ્મણો ભાટ ચારણો ઇત્યાદિ } અયોધ્યામાં પટ્ટાભિષેક સમયે મળેલા.



# ઉપોદ્‌ઘાત.



આ "**શશિકળા**" નામધારી નાટકનું વસ્તુ મૂળ આદ્યકવિવર વ્યાસજીનાં પુરાણોમાંના "ભગવતી"ભાગવતમાંથી ગ્રહણ કરેલું છે, વાર્તામાં જે રસ આવે છે. તે રસ નાટકમાં મુકાતા નથી અને નાટકમાં જે રસ કેળવાય છે તે વાર્તામાં કેળવાતા નથી. વળી મહા કવિઓ જે મૂકી ગયા છે તે આપણાથી લક્ષાંશે પણ થઇ શકે તેમ નથી. આ નાટકમાં પ્રાધાન્ય રસ તરીકે માત્ર ભકિત ભાવ છે. વ્યાસજીનાં દરેક પુરાણોમાં ધર્મ વિષય વધારે આવે છે તેમાં આ વળી ભગવતી ભાગવત છે એટલે ભક્તિભાવ વિશેષ હોય એમાં આશ્ચર્ય નથી. આ નાટક બનાવવાનો ઉદ્દેશ ગ્રહણ કરવાનું મૂળ કારણ તો એજ છે કે આ વિષય કોઇ પણ રીતે કુટંબમાં રાખવાને અડચણ નથી. શૃંગાર રસ ઘણી વખત જનસમુચ્ચયમાં માન પામતો નથી અને વિશેષે કરીને આ વસ્તુ નાનાથી તે વૃદ્ધસુધી સારી રીતે વાંચી શકાય એવો ધારીનેજ તેને નાટક રૂપે ગોઠવવા પ્રયત્ન કર્યો છે.

દેવીના પ્રભાવથી નાયક સુદર્શન રાજ્ય સિદ્ધિ પામે છે તે તથા રાજકુંવર છતાં તે ક્ષાત્રિયને યોગ્ય કાર્ય કરી શકે છે એ પણ એક અતિ પ્રશંસનીય ભાગ છે. નાયિકા

શશિકળાને અપૂર્વ અનુરાગ લાગે છે તેમાં પણ શશિક-
ળાનો એક દૃઢ રાગ અતિશય પ્રબળ છે. એક નિષ્ઠાની
પ્રીતિ કેવી છે તે આ પુસ્તકમાં યથાર્થ રીતે વર્ણવવાને
પ્રયત્ન કરેલો છે. પ્રમાદી પુરૂષો પોતાની મેળેજ નાશ પા-
મે છે તે પણ આમાં જણાય છે. નાયકનો ભાઈ શત્રુજીત
તેના દાદાના બળથી અહંકારી થઇ ગયો હતો તે અંતે ના-
શ પામ્યો છે. અન્તે સર્વ શત્રુઓનો નાશ થયો છે અને
નાયક નીરીપુ થઇ અયોદ્ધાનો મહારાજા થયો છે. નાયક સુ-
દર્શનને રાજ્યાભિષેક થયો ત્યાં આગળજ આ નાટકની સ-
માપ્તી થાય છે.

અતિશે વિસ્તાર કરવાનું પ્રયોજન નથી. મેં મારી
અલ્પ મતિ પ્રમાણે આ પુસ્તક બનાવેલું છે. વિદ્વાન્ પુ-
રૂષો દોષ નહિં જોતાં હંસપ્રકૃતિ રાખી સાર શોધન કરી
પુસ્તકને માટે ઉત્તમ મત આપશે એટલે હું કૃતાર્થ થયો સમજી
શ. સર્વ સ્થળે સમાન રસ આવી શકયા નથી. એનો વાસ્તવિકજ
છે કે એકધારૂં લખાણ કોઇથી પણ આવતું નથી. ઇંગ્લાં-
ડનો મહાકવિ મિલટન પણ "પેરેડાઇઝલોસ્ટ" જેવું "પે-
રેડાઇઝ રીગેઇન્ડ લખી શકયો નથી તો હું કોણ માત્ર.
દોષને માટે ક્ષમા માગી ઉપોદ્ઘાત બંધ કરતાં પુનઃપુનઃ
વિદ્વાનો પાસેથી પસંદગીની અભિલાષા રાખું છું એજ
વિજ્ઞાપના.

**અમદાવાદ**
**સંવત ૧૯૪૫ ના**
**પોસ સુદ ૧૫.**

**લી. સેવક**

**લલુભાઇ નાનાભાઇ ભટ્ટ.**



# ॥ शशिकळा नाटक. ॥

## स्त्रग्धराछन्द.

બ્રહ્મા બ્રહ્માંડ વાર્યું પ્રભુસુરમનુ ને આદ્ય ઇન્દ્રાદિએના,
જેણે દૈત્યો વિદાર્યા અતુલબલવડે ગુણ શું ગાઉં તેના;
આપ્યા જેણે મનેચ્છિત્ અવિચલવરને ભક્તનાં કાપિ પાપો,
એવી દેવ્યમ્બિકા તે પરિષદ જનને સર્વદા સૌખ્ય આપો. ૧

( નાન્દી થઇ રહ્યા પછી સુત્રધાર )

સુત્રધાર—(પ્રવેશ કરીને) અહો ! આ વસંતોત્સવનાજ દિવસોને અનુરૂપ મંગળકાર્ય ધારી આવેલા સદ્ગૃહસ્થોએ કરીને આ રંગભૂમિ પણ આજે દ્વિગુણ રમણીયતા ધરે છે. (નેપથ્યને કાન દઇ) અને આ આનંદમાંજ નિમગ્ન થઇ નાટ્યાચાર્યો પણ પાત્રજનોને સ્વાંગ ધરાવવાની ત્વરામાં ઉત્કંઠિત છે. તો પ્રિયાને મંગળ પુષ્પાંજલી આપવા માટે અત્રે આવવાનું કહ્યા છતાં કેમ વિલંબ થયો; લાવ

બોલાવું (બોલાવે છે) પ્રાણ પ્રિયે ! શીઘ્ર રંગભૂમી ઉપર આવો!

**નટી**—(પ્રવેશ કરીને) સ્વામિન્ શી આજ્ઞા !

**સુત્રધાર**—પ્રિયા આપણા ઉપર અનુગ્રહ કરી પધારેલા શ્રોતાજનોને હવે ક્યાં સુધી ઉત્કંઠિત રાખવા છે?

**નટી**—પ્રાણનાથ ! સર્વ પાત્રજનો પોત પોતાનાં વસ્ત્રાલંકાર સજી સજ થયેલાં છે એટલે વિલંબ માત્ર શ્રોતાઓની આજ્ઞાનોજ છે.

**સુત્રધાર**—એમ છે તો હવે વધુ સમય ન ગાળતાં ત્વરાથી નાટ્યારંભ કરાવો.

**નટી**—જેવી પ્રાણનાથની આજ્ઞા. (જવા માંડેછે)

**સુત્રધાર**—(સ્મર્ણ થવાથી નટીને પાછી બોલાવી) પ્રિયે ! નાટયારંભ પેહેલાં થયેલા વિલંબે કરીને ખેદ યુક્ત થયેલાં આ શ્રોતાઓનાં મન પ્રફુલ્લિત થાય એ'વું ચાલતી ઋતુનું વર્ણન કરી તેમનાં મનને આનંદ પમાડો.

**નટી.**—જેમ આદેશ (ગાયછે.)

(ગીતી.)

લલિત લવંગલતામાં નિબિડ રસાલની અશોકની કુંજે,
કિશોર કોકિલ કુલનાં કૂજન દુઃસહ થતાં પ્રવાસીને. ૧
અભિનવ દલના રાગે રાગવતી થતી રસાલની સાથે;
અભિનવ વિલાસ કરતી લતા વધૂ કો સમીર સંચારે. ૨

ધાડી વનમાં બનતી લતાની કુંજો વિહારને યોગ્ય;
ગાળો આ ધવ! માધવ વિપ્રયોગમાં છતાં રતિ યોગ્ય. ૩
વા'યે મલયાચલનો વાયું પામે, કુસુમ વનવૃક્ષો;
જાગે મદન જનોને ઋતુ એવો આ મધુ વધૂ પામો. ૪

**સુત્રધાર**—( મનમાં ધન્ય છે મધુર આલાપને ) (પ્રકાશ) પિયા વર્ણુન તો રાજ ઉદ્યાનોના કરતાં તપોવનો-નો અદ્દ્ભૂત ચિતાર આપે છે.

**નટી**—પ્રાણધાર સત્યજ છે કે કૃત્રિમ કરતાં તદ્દ્ભૂત વનાં-તરોનું વર્ણુન તો મનોહરજ હોય છે. મને પણ આ વર્ણુન કરતાં કરતાં શૈલ પ્રદેશ સ્મર્ણુ થયો ને ચિત્રકૂટ પંચવટી વિગરે સ્થળો સાંભર્યા. અહો! શી એ તપોવનોની સ્પૃહણીયતા હશે! કે જ્યાં દુઃખ પામેલાં નિરાશ્રયી અને વનવાસીઓને પણ અત્યંત સુખ સાથે ત્યાં વસનાર મહાત્માઓ-નો આશ્રય મળે છે. એવા સાધુ જનોના સમા-ગમે કરીને ચિત્તવૃત્તિઓ નિર્મળ થઈ જ્ઞાન નિષ્ટા: ને પામી ભક્તિભાવ ગ્રહણુ કરી અલભ્ય સુખ-ને પ્રાપ્ત થાય છે.

**સુત્રધાર**—પ્રિયતમા તપ તેજ જેમનું ધન છે તપ તેજ આશ્રય છે, એવા મહાત્માઓના ચરણાર્વિંદને શ-રણે ગયેલું કોણુ અલભ્ય સુખને પ્રાપ્ત થયું નથી વા થતું નથી.

**નટી**—પ્રાણવલ્લભ મહા દુઃખમાં પડેલાં, રાજભ્રષ્ટ થયે-
લાં, ઈત્યાદિ અનેક આધી વ્યાધી ઉપાધીથી પી-
ડિત મનુષ્યોને એવાંજ વનોમાં અને એવાજ મ-
હાત્માનો સંગ સુખદાઇ થાય છે. (નેપથ્યમાં.)

"મુજ દૈવજ છે રૂઠયો અરે જઉં ક્યાં હાય! હવે હરે હરે!"

**સુત્રધાર**—(નેપથ્યમાંથી સાંભળીને) પ્રિયા આ દુઃખાલા-
પ કોનો છે.—

(પુનઃ નેપથ્યમાં)

આ ચિત્રકૂટના તપોવનોમાં! મહારાણિ આ ચિત્રકૂ-
ટનાં તપોવનોમાં!!

**સુત્રધાર**—પ્રિયા ચાલો ત્યારે આ તો પ્રયોગ મુખમાં ના-
ટયાચારોએજ ઉચ્ચારણ કરેલો મહારાણી મનો-
રમાનો દુઃખાલાપ છે.

(નમન કરી બેઉ જાય છે).



# प्रथमोऽङ्कः

## પ્રવેશ ૧ લો.

(સ્થળ ચિત્રકુટમાં મુનિ ભારદ્વાજનો આશ્રમ)

**મનોરમા**—(ભયવિહ્વલ અશ્રુપુરે ભરાઇ ગયેલાં નયનથી અખડાતી.)

### વૈતાલિય છંદ.

મુજ દૈવજ છે રૂઠયો ખરે જઉ કયાં હાય હવે હરે હરે;
સુકુમાર કુમારને અરે, વનમાં કોણ સહાયભૂત છે. ૧

(આશ્રમમાં પ્રવેશ કરતી જોઇને.)

**ભારદ્વાજ**—(સામેજતાં) શાન્ત થાવ ભીરૂઓ શાન્ત થાવ !!

### ગીતિ.

**મનો**—ભવ ભય હરતા સઘળા, આશ્રય આપી નિરાશ્રયી જનને;
એવા મુનિજનમાંના, ભગવન્ નમિએ દુઃખી અમે તમને.

**ભાર**—આ નિર્ભય સ્થાનમાં વિરામ પામો; પુત્રિ પ્રબળ શોકનું સ્વસ્થ થઇને મને કારણ કહે ?

**વિદલ્લ**—ત્રિકાલદર્શી મહાનુભાવ એથી અજ્ઞાત છો !

**ભાર**—આર્ય અનેક ઉપાધી પ્રકરણમાં વૃદ્ધાવસ્થાએ મારો આત્મા હવે વધારે સ્મર્ણ રાખી શકતો નથી.

**વિદલ્લ**--ભગવન્ કોશલ દેશમાં રઘુ પ્રવીરોએજ સત્યયુગમાં સ્થાપન કરેલી અયોધ્યાપુરીમાં બળવાન્ સૂર્યવંશી રાજા ધ્રૂવસંધિ રાજ કરતા તે કંઇ આપનું અજાણ્યું નથી. આ મહારાજને દશરથની પેરે મૃગયાનો ઉત્સાહ ઘણો હતો તેમાં એક સમે એક શરપીડિત મૃગેન્દ્રે મહારાજને સ્વર્ગ પંથદર્શી કર્યા.

**ભાર**---શિવ! શિવ! ધાર્મિક નર શ્રેષ્ઠનું આમ અકાલ મૃત્યુ થયું.

**વિદલ્લ**—મહારાજના સ્વર્ગવાસ પછી ગાદીને માટે વાંધો પડયો કારણ કે મહારાજનાં બીજાં રાણી લિલાવતી છે તેમને શત્રુજીત નામનો પુત્ર છે. શાસ્ત્રાનુસાર તો આ મહિલા મનોરમાનો આ આપના ઉત્સંગમાં બેઠેલો સુદર્શન જ્યેષ્ટ પુત્ર છે તેને રાજ્યાભિષેક થવો જોઈએ પરન્તુ "ધણી વગર ધોળ સુનાં" લિલાવતીના પિતા ઉજ્જનપતિ યુધાજિત પોતાના દોહિત્રને ગાદી અપાવવાને માટે અયોધ્યા આવ્યા. આ સમાચાર સાંભળી દેવી મનોરમાના પિતાજી પણ ત્યાં આવ્યા. અકારણ યુધાજીતે યુધ્ધ આદર્યું તેમાં કલિંગપતિ વીરસેન પડયા. દેવી મનોરમા આ અશુભ સમાચાર સાંભળી ગભરાઇ ગયાં. મેં વિદુરોને મુખેથી આ બાળ યુવરાજનો પ્રાણ લેવાનો એ દુષ્ટનો વિચાર જાણી દેવીની સાથે નગરનો ત્યાગ કર્યો.

**મનોરમા**—(ગદ્ગદ્ કંઠે) તાત પાદમાં હવે નિર્વિઘ્ન છીએ! હું અનાથ કોણછું હવે તો જેના ઉત્સંગમાં એ રમે છે તેનોજ એને આશ્રય છે.

**ભારદ્વાજ**—પુત્રિ!

## શાર્દુલ વિક્રીડીત.

ત્યાગી સર્વ ભય પ્રતિક્ષણ સુખે આ આશ્રમોમાં વસો,
કો વાતે ભય પામશો ન જરિએ ઉદ્વેગ રાખી કશો;
નિશ્ચિન્તે રહિને ઉછેર અહિયાં દૈવી કૃપા જો હશે,
કલ્યાણિ તુજ ચક્રવર્તિ સુત આ રાજા ધરાનો થશે.—૩

**વિદલ્લ**—ભગવાનનાં આશિર્વચન મસ્તક ઉપર ચડાવીએ છીએ

**ભારદ્વાજ**—પુત્રિ! આર્ય વિદલ્લ આ પર્ણકૂટિમાં બેસો મારૂં નિત્યકર્મ અપૂર્ણ છે તે હું જાઉંછું એક બે વિદ્યાર્થિઓને મોકલીશ તે તમને સર્વ સાહિત્ય આપશે પુત્રિ નિર્ભય રહેજે; હું પછી આવીશ.

**મનોરમા**—વારૂ! પિતાજીના આશ્રમમાં મને કંઇ ચિન્તા નથી સુખેથી આપ સિધાવો. (ભારદ્વાજ જાય છે)

**વિદલ્લ**—દેવિ આ પર્ણકૂટિમાં બેસો વિપ્ર કુમારોને વૃથા શ્રમ ન આપતાં આ સુમતિને લઇ જલાદિ ભોજ્ય સાધનને માટે હું બહાર જાઉછું.

**મનોરમા**—જાવ આ રમણીય સ્થાનમાં હું બેઠીછું.

(સુમતિ વિદલ્લ જાય છે)

**મનોરમા**—(પર્ણકૂટિના આંગણમાં પુત્ર સહવર્તમાન્) અરેરે સૃષ્ટા તા'રી આ શી અકળ કળા જળ ત્યાં સ્થળ અને સ્થળ ત્યાં જળ, પરિજનના હાથ પાવન કરતાં પણ પાર નહોતો આવતો ને કોઇ કોઇ તો દુભાતાં તે રાજકુંવર આજ હું પાપિણીજ લઇને એકલી બેઠી છું. સ્વપ્નમાં પણ મને આ વાયુ વા'શે એમ નહોતું. આ'વા શૈલ પ્રદેશમાં મારે પદગામી થવું પડશે એ શું!! અરેરે અયોધ્યાની રાણીઓને માથેજ આ'વી વિપત્તિઓ આવે છે. સૂર્યવંશજ કષ્ટતર નિવડે છે. કુમારોજ વનમાં ઉછરે છે. એ શું!! કેતકી ગર્ભ સુકુમાર કુમારો કુશ શયન ઉપર સુતાં કુલદિપક કુશના કષ્ટને અનુભવી તેમનાજ વિક્રમને અનુસરજે! વીરા! અંતરનો અગ્નિ તારા અરિકુલ ઉપર શરવર્ષાદ વર્ષાવી શાન્ત પાડજે? કુલદેવિ ભગવતિ ભાગિરથિ! લવ કુશની પેઠે આ બાળકને ઉછેરજો! આ સ્થળમાં તમેજ એનાં માતા છો! અરેરે! પિતાજીનો કાળ મારા કઠોર હૃદયને કેમ ચલિત કરતો નથી. હા દૈવોગતિ ન્યારી છે. ભગવતિ તા'રોજ મને એક આશ્રય છે.

(નાથ કેસે ગજકો બંધ છોડાયો. એ રાગ.)

દેવિ હવે વ્હાર તું કરજે અમારી, લેજે શરણાંગતને ઉગારી. ટેક.
નાથ ગયે ગયું રાજ અમારૂં, તેથી થઇ છે ખુવારી;

પાપી યુધાજીતે યુદ્ધ મચાવી, તાતને નાંખીયા મારી. દેવિ. ૧
ભ્રાત નથી નથી બે'ન બનેવી, જગમાં થઈ છું નોધારી;
તું વીણ આ ભવમાં હવે કોઇ, ઓથે નથી કોઇ મારી. દેવિ. ૨
માટે અંબિકા દયા કાંઇ લાવી, વિનતિ સ્વિકારીને મારી
આપો સદા સુખ દુઃખ સૌ ટાળી, ગાદિ અપાવી અમારી. દેવિ ૩

(સભય દાસી પ્રવેશ કરે છે.)

**મનોરમા**—સુમતિ કેમ ભયાર્ત્ત જેવી દેખાય છે. વળી કંઇ છે કે શું?

**સુમતિ**—દેવિ ક્રૂર યુધાજીત આણીગમ આવશે એમ સાંભળ્યું છે તેથી વિદલ્લ ભગવાન્ ભારદ્વાજ પાસે ગયા છે અને મને આપની સેવામાં મોકલી છે, કહ્યું છે કે કંઈ ભય પામશો નહિં અને હમણાં તે આવશે.

**મનોરમા**—(નિશ્વાસ નાંખીને) હા! દેવિ ભવિતવ્યતા! દુઃખ દુઃખને દુઃખજ માત્ર ઘટ માળની પેઠે આવ્યાં કરે છે. વિધે! આ શો ક્રૂર કોપ.

**સુમતિ**—કર્માનુગત સુખ દુઃખનો શોક કરે શું થવાનું છે દેવિ! નિર્દય દૈવને દયા નથી હોતી.

**મનોરમા**—ઓ યમ દેવતા હવે મારી આયુષ્ય દોરી ખેંચી લો કે મારે આ ચક્ષુએ ઇષ્ટ અનિષ્ટ જોવું ન પડે! (કુંવરને ચુમ્બન કરતાં) અરે રે બાપ! આ શું ભાવિમાં લખાવી લાવ્યો તારા પિતા તો

પનોતા થઇને ગયા, મેંજ અભાગિણીએ દુષ્કૃત કરેલાં કે આ દશાને પ્રાપ્ત થઇ તોય આ જુઠા સંસારને મારો આત્મા તજી શકતો નથી. તાત સુદર્શન! તારી દુ--(મુર્છા પામે છે.)

**સુમતિ**--(કુંવરને લઈ લેઇ પવન નાંખતી) શાન્ત થાવ શાન્ત થાવ દેવિ કુંવરને છાનો રાખો માડિ! આ પશુવત્ બાળકની તો દયા ધરો અરેરે આ કયા કર્મનો સંયોગ. બાળક ઉપર આટલો બધો પ્રકોપ ન ઘટે દુષ્ટ દૈવ! આટલો બધો પ્રકોપ ન ઘટે!!

(મનોરમા શુદ્ધીમાં આવે છે.)

માડિ! લ્યો કુંવરને છાનો રાખો એમની પાછળ આપણે છીએ!

**મનોરમા**--તાત! આવ આ પાપી પ્રાણ એમને એમ નથી જવાનો કોણ જાણે કેટલાંએ દુઃખ એને અનુભવવાનાં હશે! હા! તાત! હા! માડિ આ શું!

(ભારદ્વાજને વિદલ પ્રવેશ કરે છે મનોરમા આસન આપે છે.

**ભારદ્વાજ**--પુત્રિ શાન્ત થા. ભય પામવાનું કંઇ કારણ નથી. ઇન્દ્ર પણ આશ્રમાશ્રયીને લઈ જાય વા તેનું અનિષ્ટ કરી શકે એમ નથી તો એ માનવ કોણ! નિર્ભય રહી આશ્રમમાં રહે તારો વા તારા પુત્રનો કોઇ વાંકો વાળ પણ કરી શકનાર નથી

બેટા હમણાં હું એના શિબિર પ્રતે જાઉંછું.

**મનોરમા**—પિતાજી એ ઘણો ક્રૂર હૃદયનો મનુષ્ય છે માટેજ મને ભય છે પરન્તુ મારો તે શંશય હવે જતો રહ્યો, વિઠ્ઠલને લેઇ જવો હોય તો લઇ જજો.

**ભારદ્વાજ**—પુત્રિ મારે કોઇનું કારણ નથી. ફરતો ફરતો ત્યાં જઈશ, તમે હવે શોચ કરશો નહિં હો? બેટા હોય કાળ એક સરખો કોઇનો રહેતો નથી. હું જાઉછું હો ! (જાય છે)

**વિઠ્ઠલ**—દેવિ કંઇ પણ શોક કરશોમાં એ દુષ્ટનું અહિં કંઇ ચાલે તેમ નથી ભગવાનનું તપબળ ત્રિલોકને નાશ કરે એવું છે માટે શોક તજી દિવસ વ્યાપાર કરો !

**મનોરમા**—આર્ય મને હવે શંકા નથી, પણ ભાવિની આ પ્રબળતા જોઇનેજ નેત્રમાંથી અશ્રુખરે છે ચાલો, સુમતિ આર્ય ઘણા શ્રમિત તથા ક્ષુધાર્ત છે માટે ભોજન સંભાર કરો.

**દાસી**—દેવિ ચાલો આ પર્ણકૂટિમાં મેં કુંવરનું શયન સજ્જ કરેલું છે તેમાં સુવાડો. (સર્વે જાય છે.)

**સમાપ્ત પ્રથમ પ્રવેશ.**



# પ્રવેશ ૨ જો.

## સ્થળ યુધાજીત સેનાનિવેશ.

**યુધાજીત**—દોહિત્રને ગાદી અપાવવાનો શ્રમ જયવંત થયો. પુત્રીનું મન પ્રફુલ્લ થયું. દેશ પ્રદેશમાં બળવાન્ કહેવાયા, કલિંગ દેશનો કર લેવાશે ઇત્યાદિ ઘણી કામનાઓ સફળ થઈ અભ્યુદય તો આ'નું નામજ કહેવાય કે એક પછી એક ચડતીજ થતી જાય. (પ્રતીહારી પ્રવેશ કરે છે.)

**પ્રતિહારી**—(નમન કરીને) મહારાજનો વિજય વાધો! દેવ! ચિત્રકૂટના ભિલ્લ લોકનો અધિપતિ દુર્દર્શી આવેલો છે તે આપના ચરણારવિંદનાં દર્શન ઈચ્છે છે.

**યુધાજીત**—સુખેથી પ્રવેશ કરાવો!

**પ્રતિહારી**—મહારાજનો જેમ આદેશ.

(નમન કરીને જાય છે ને દુર્દર્શીને પ્રવેશ કરાવે છે)

**દુર્દર્શી**—(નમન કરીને) જય જય ઉજ્જનપતિ મહારાજ!

**યુધાજીત**—આવો! આવો! ભિલ્લપતિ! ઘણે કાળે આપણો તો મેળાપ થયો.

**દુર્દર્શી**—હા રાજન્! પ્રથમ વયમાં જ્યારે આપનું ગૌડ દેશ પ્રતિજવું થયું હતું ત્યારે આપનો સમાગમ થયો હતો!

**યુધાજીત**—અહો તમને પણ ઠીક સ્મર્ણ થયું. દુર્દર્શી તે સમયમાં ને આ સમયમાં તો ઘણો ફેર છે. વૃ-

દ્ધોના પુન્ય પ્રતાપે આજ કાલ તો આપણી જ-
ય પતાકા ચારે દિશાએ ઉડી રહી છે.

**દુર્દર્શી**—મહારાજ! ઉજ્જનના કયા રાજાની જય પતાકા
પૃથ્વી ઉપર નથી ઉડી, હોય સમયની બલિહારી છે.

**યુધાજીત**—વળિ તમે જાણોછો કેઃ-હમણાં પણ આયોધ્યા-
ની ગાદી માટે યુદ્ધ થયું હતું તે!

**દુર્દર્શી**—ના રાજન્ હમણાં તો સઘળે શાન્તિ છે એમ ભા-
ટ ચારણોને મુખેથી સાંભળ્યું છે ને કેમ!

**યુધાજીત**—અયોધ્યા પતિ ધ્રુવસંધીનું અકાલ મૃત્યુ થયું
એટલે ગાદિને માટે વાંધો પડયો આપણી લિલા-
વતીને પણ પુત્ર છે તેને ગાદી અપાવવાને હું
ત્યાં ગયો એટલે કલિંગપતિ વિરસેન પણ તેમ
ના દોહિત્રને ગાદી અપાવવા ત્યાં આવ્યા, સામા-
ન્ય ન્યાય પક્ષમાં તો સમજ્યા નહી ને પોતાના
બલ ગર્વે યુદ્ધ આરંભ્યું તેમાં તેઓ પડયા આ-
પણો વિજય થયો ને દોહિત્ર શત્રુજીતને મેં ત્યાં
રાજ્યાભિષેક કર્યો તથા દેશનો બંદોબસ્ત કરી આ-
વ્યો, મોટિરાણી પોતાના પિતાના મરણથી ત્રાસ
પામી નાશી ગઇ.

**દુર્દર્શી**—એને નાશી જવાનું શું કારણ હતું.

**યુધાજીત**—રાજ્ય પ્રતિનિધીઓ ઘણા પાપાત્મા છે તેમણે-
જ તેની આ દુર્દશા કરાવી છે. અને મારા તેઓ

પ્રતિપક્ષીઓ થઇ રહ્યા છે એટલે ચારે દા'ડે એને ઉસ્કેરી શત્રુજીતને પીડા કરે માટે તેમને અધિકાર ભ્રષ્ટ કર્યા ને પેલાને દેહાંત દંડ દઇ શત્રુજીતને નિર્ભય કરવાનો સામંતોનો મત છે.

દુર્દર્શી—(મનમાં અરેરે બાળક ઉપર દ્વેષથી જુવે છે ધિકાર છે તારી જરાને) રાજન્ સામંતોના વિચાર ઉદ્ધત હોય છે.

યુધાજીત—ખરૂં છે પરંતુ તેમનું કહેવું .પણ સત્ય છે કેઃ—સ્વશુભેચ્છકે તો બાળ સર્પ ક્ષયવ્યાધિ અને બાળ શત્રુ·અગ્નિની ઉપેક્ષા કરવી નહિં જોઇએ.

દુર્દર્શી—વારૂં રાજન્ એ કુંવરને રાણી ક્યાં છે!

યુધાજીત—આ મહામુની ભારદ્વાજના આશ્રમમાં છે એમ ભોમિઆઓએ સમાચાર આપ્યા છે.

દુર્દર્શી—(મનમાં ઠીક છે મુની પાસેથી કંઇ લઈ જાય તેમ નથી) આ'વા પર્વત પ્રદેશમાં તે શી રીતે એકલી આવી?

યુધાજીત—એક નૃશંશ વિદલ્લ નામનો સાથે આવેલો છે. અહિં આવવાનું પ્રયોજન માત્ર એજ છે કે એને આપે તો લઇને હું ઉજ્જયની જાઉં.

દુર્દર્શી—રાજન્ ભગવાન્ ભારદ્વાજ એમના આશ્રમમાં આવેલાને તો સુખમાં પણ નહી આપે. તપોવનમાં ક્યાં દુઃખ છે. રામભદ્ર તપોવનોમાંજ ઉછર્યાતા તો!

યુધાજીત—દુર્દર્શી! મારા કરતાં તમે જાવ તો ઠીક એમ

મારૂં અંતઃકરણ કહે છે કારણે કે તમારે ને ઋ-
ષિને તો પરિચય ઘણો રહ્યો.

**દુર્દર્શી**--(મનમાં) પાપાત્મા મને પાપના છાંટા લગાડવા ધા-
રે છે (પ્રકાશ) રાજન્ અતિપરિચય છે તેજ ખોટો છે
કહેવત છે કે, "ઓળખિતો સિપાઇ એ'ડમાં ઘાલે"
એતો ઉલટુ બગડે, મારી એમને શેય શી પડે;
મહારાજ આપના આગળ તો મને કે કમને પણ
કામ થાય માટે આપજ ધીરા રહીને ત્યાં જજો.

**યુધાજીત**--ઠીક તમારૂં સર્વેનું એમ ધ્યાન પોહોચે છે તો
તેમ કરી શું.

**દુર્દર્શી**--(નમન કરીને) આજ્ઞા મહારાજા!

**યુધાજીત**--વળી મળજો. ભિલ્લપતિ! તમે પણ એક અ-
મારાતો સામંત રૂપ છો.

**દુર્દર્શી**--મહારાજનાં દર્શન કર્યા વગરતો નહિ રહું પછી
હરિઈચ્છા    (નમન કરી જાય છે.)

**યુધાજીત**--આ'વા દુષ્કાર્યમાં આપણે આગળ ન પડવું
યોધાઓનુંજ નામ દેવું કારણ કે આ કાર્ય કિ-
ર્તિને લાંછન લગાડે એવું છે, ખટપટતો કાઢ-
વીજ એમ મારૂ અંતઃકરણ કહે છે. એ વળી
શત્રુજીતને માથે ઉજાગરો શું કરવાને જોઇએ મો-
ટો થઇને યુદ્ધ કરે ત્યારે પણ શત્રુજીતની વ્હારે
જઇ નાશ તો કરવો પડે માટે એતો એજ ઠીક
છે. (મંત્રી પ્રવેશ કરે છે) કેમ મંત્રિ!

**મંત્રિ**—મહારાજની જેવી ઇચ્છા, (પ્રતિહાર પ્રવેશ કરે છે.)

**પ્રતિહાર**—(નમન કરીને) મહારાજ તપના ભંડાર રૂપ ભગવાન્ ભારદ્વાજ મુની પધારે છે.

**યુધાજીત**—ભલે સત્વર પ્રવેશ કરાવો (મંત્રીને) તમે પુજાની સામગ્રી લાવો (પ્રતિહારને બતાવેલે માર્ગે મુનીપ્રવેશ કરે છે.)

**યુધાજીત**—(આસન ઉપરથી ઉઠીને શાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરતો) ભલે પધાર્યા મુનીરાજ! (પુજા કરી આસન આપે છે) ભગવાન્ સૂર્યનાં કિરણ નમતે દર્શનાર્થે આવવાનો હતો એટલામાંતો આપે અમને પાવન કર્યા.

**ભારદ્વાજ**—ચિન્તા નહિં પરન્તુ રાજન્! કેમ આણી તરફ આવવું થયું છે!

**યુધાજીત**—ભગવાન્ મારા દોહિત્ર શત્રુજીતને અયોધ્યાની ગાદી અપાવી ઉજ્જન જતાં કાશીયાત્રા કરી આમ આવ્યોછું.

**ભારદ્વાજ**—રાજન્ મહિષી મનોરમાનો પુત્ર યુવરાજ છે ને કેમ કનિષ્ટ શત્રુજીતને ગાદી આપવી પડી!

**યુધાજીત**—મહારાજ! વિરસેન અયોધ્યા આવ્યા હતા તેમની સાથે તકરાર થઇને યુદ્ધ મંડાણું તેમાં તે દેવલોક વાસી થયા પછી મે શત્રુજીતને ગાદી આપી.

**ભારદ્વાજ**—રાજન્! તમે મહા અનર્થ કર્યો. ઉજ્જનપ-

તિને આ'વું ન્યાય પક્ષ વિરૂદ્ધ પગલું ભરવું ન જોઈએ. તમારા જેવા નૃપતિઓમાં આ કલિસંચાર શો! તમારા જેવા જ્યારે અધર્મ પક્ષ અવલંબન કરશે ત્યારે પછી રાજકિર્તી કેવી રીતે વૃદ્ધિ પામશે. ન્યાય કેમ સચવાશે તથા ધર્મનું પ્રતિપાલન કેમ કરીને થશે? વારૂ તમારો દોહિત્ર તો હજી ઘણો નાનો છે ત્યારે રાજ્ય અધિષ્ઠાતા કોને નિમ્યો છે. એ ગાદી કંઇ જેવી તેવી નથી એ તો રઘુકુલના મહા પ્રબલ રાજાઓવડે સૌભાગ્ય ધારણ કરતી આવી છે, આ અન્યાય તો એ ગાદીને માટે આજજ થયો, રામચંદ્ર પોતે રાજી થઇને ભરતને ગાદી આપતા હતા તો'ય તેણે તેની ઉપેક્ષા નહોતી કરી, ને તમે તો આ બલાત્કારે યુદ્ધ કરી અન્યાય કર્યો છે. કિર્તીને લાંછન લગાડે એવું આ તમારૂં કાર્ય છે.

**યુધાજીત**—મહારાજ! આમાં કલિંગપતિ વિરસેન અગ્રેસર હતા, મંડાણ તેમણે કર્યું પછી દૂષની વૃદ્ધિ થઈ. એ મનોરમા આપના આશ્રમમાં આવીને રહી છે એમ મેં ભોમિઆઓને મુખેથી સાંભળ્યું છે તે મારે સ્વાધિન કરો તો હું એને અયોધ્યા મૂકી આવું.

**ભારદ્વાજ**—યુધાજીત! તમારા મનનું કપટ હું જાણું છું અતિ અનર્થ કરવાને તમારી દુર્મતિ હમણાં ત-

મને નઠારૂંજ સુઝાડે છે ખોટું નથી કે. "वि-
नाश काले विपरीत बुद्धिः"

**યુધાજીત**--(સક્રોધ) મહારાજ હવે તમારાં પુર્વ પ્રાબલ્ય ગ-
યાં હવે તો રાજાઓને શરણે રહેશો તેમાં ઠીક છે,
એ મનોરમાને તથા એના બાળ પુત્રને સારા સા-
રીએ મારે સ્વાધીન કરો? નહિં તો પછી વંધ
ધર્મ ઉલ્લંઘન થશે.

**ભારદ્વાજ**--(સક્રોધ આસન ઉપરથી ઉઠતાં.)

### અનુષ્ટુપ.

વિશ્વામિત્રે બલાત્કારે, લીધી ધેનુ વશિષ્ટની;
તેવી રીતે લઈજા જો, હોય શક્તિ મમાશ્રયી ॥ ૧ ॥

(મંત્રી વગેરે શેવકજન નમન કરે છે ને
મુનિ ક્રોધમાં ચાલ્યા જાય છે.)

**યુધાજીત**--મંત્રિ! મુનિ તો ક્રોધ કરી પલાયમાન થઈ
ગયા, આપણે યુદ્ધ કરીને પણ પુત્ર સહવર્તમાન્
એ રંડાને તો લઈ જવી. બાળ હત્યા કદી નહીં
કરીએ તો ઉજ્જનમાં કારાગૃહમાં રાખીશું એટ-
લે કંઇ ચિન્તા નહીં પણ છંછેડાયલા સર્પની પે-
ઠે એમને જતાં તો કરવાં નહિં, મુનિઓમાં હ-
વે શું છે! માત્ર મિથ્યા ક્રોધજ તેઓ કરી જાણે છે.

**મંત્રી**—મહારાજ! આપનું કહેવું સત્ય છે પરન્તુ બ્રાહ્મ-

લોને સતાવી કોઇ સુખ પામ્યું નથી. એમણે ક-
હ્યું કેઃ-વિશ્વામિત્રે વશિષ્ટની ધેનુ લીધી હતી તે-
મ લઈ જજો એટલે વિશ્વામિત્ર જેમ પાયમાલ
થઇ ગયા હતા તેમ થશે આ શું શક્તિ વગર
નાં વચનો! મહારાજ! મુનિઓનામાં શું રહ્યું છે
એમ તો કેમ! અદ્યાપિ તેમનું તપોબલ તો પુ-
ર્વેના જેવું ને જેવુંજ છે અન્તે તો એ લોકનોજ
વિજય છે વળી નહિં તો'ય બ્રહ્મકુલ સામે શસ્ત્ર
બાંધવાં તથા યુદ્ધ કરી કોઇનો નાશ કરવો એ
કેવળ અધમ પદનેજ પામવા જેવું છે. "કાળ
જાય ને કેહેણી રહે" તેમ વિશ્વામિત્રની પેઠે આ-
પણો પણ પ્રમાદ ગણાઇજાય. વળી એ નિરાશ્ર-
યી બ્રાહ્મણોના ભેગો ઉછરીને શું વૈર કરનાર છે?
વારૂ કોણે જાણ્યું કે આટલો સુકુમાર આ'વા દુઃ-
ખમાં ઉછરશે! કાલે શું થશે તે કોને માલમ
છે. હાલ તો આપણે વિજયી છીએ માટે આ
ઉદ્યમ છોડી દેવાય તો ઘણું સારૂં. મહારાજ
એમ ન ધારશો કે હું આત્માને પ્રિય ગણું છું કે
કાયર જન છું.

**યુધાજીત**—મંત્રિ! મરણ પર્યંત આ મારા હૃદયમાં કંટકની
પેઠે સાલશે અને રાત્રિ દિન મનમાં ચિન્તા રહે
શે કારણ કે પદભ્રષ્ટ કરેલા અયોધ્યાના પ્રધાનો
એના પક્ષમાં છે. નહિતો તો કંઈ નહોતું કારણ કે

એને કોઇનો આશ્રય નથી. જેનું એને જોર હતું તે તો આ યુદ્ધમાંજ સ્વર્ગગામી થઈ ગયો છે. એટલે હવે એ નિરાશ્રયી છે એતો તમારૂં કહેવું ખરૂં છે બ્રહ્મકુલ સાથે વૈર ન બાંધવું એમજ તમારી ઇચ્છા છે તો ભલે સેનાપતિને આજ્ઞા કરજો કે પ્રભાતે ઉપડવાનું છે.

**મંત્રી**—જેવી દેવની આજ્ઞા! મહારાજ આપના મનનું સમાધાન થયું તે ઠીક થયું કારણ સર્વથા તે ફળદાઇ નજ નિવડત.

(નેપથ્યમાં.)

## શિખરણી.

વિરામ્યાં વાડીમાં હરિણ કુલ ચારોચરિ કરી,
વિરામ્યાં માળામાં વિહગ પણ કોલાહલ કરી,
ઉગ્યો તારાનાથ સ્ફુટ મુખ થયાં દિગ્વધુ તણાં.
વળી વાગ્યાં દેરે, પટહ શુભ સન્ધ્યા સમયનાં.—૨

**યુધાજીત**—ચાલો ત્યારે આ સંધ્યા કાળ તો થયો, સર્વેને આદેશ આપજો.

**મંત્રી**—વારૂ! મહારાજ (નમન કરીને) મહારાજનો જય થાવ!

(પુનઃ નમન કરીને જાય છે. ને રાજા પણ બીજી બાજુએ ભોજનને અર્થે જાય છે.)



## પ્રવેશ ૩ જો.

### ( સ્થળ આશ્રમનું એક ઉદ્યાન.)

ઋષિકુમારો સુદર્શન અને પછીથી વિદલ.

**પેહેલો કુમાર**—અહો! શી પ્રભુની લિલા છે જે તરૂઓ થોડા દિવસ પર પત્ર વિના શુષ્ક દિસતાં હતાં તે આજઃ--

**મંદાક્રાન્તા.**

કેવાં સર્વે નુતન કુંપળે પત્રના આવવાથી,
છાયાં કેવાં અતિશય ઘટાદાર આ ડાળનાથી,
શોભે કેવાં ઉપવન વિષે સર્વે એકેકનાથી,
ડોલે ધીરે પલક પલકે વાયુના આવવાથી. ૧

**બીજો કુમાર**—ભાઇ વૃક્ષમાં એટલો શું લીન થઇ જાય છે જોને આઃ—

**મંદાક્રાન્તા.**

કેવાં ફૂલ્યાં સરસ કુસુમો ઠામ ઠામે રૂપાળાં,
કેવાં મ્હેકે અહિ તહિ બધે જૂજવી વાસવાળાં
આપે શોભા અતિશય ખરે સર્વ ઊદ્યાનને એ
એનાથી શું ! કદિય રચના વૃક્ષની જીતશે એ.—૨

**પેહેલો કુમાર**—ના એ વાતતો ખરી છે પરંતુ ભાઇ મારા મનમાં આવે છે કે

## શિખરિણી.

કરે કેવી લીલા, જગતમહિ આકાશથી પ્રભુ
કળ્યામાં આવે ના, ગહનગતિ તારી હુથી પ્રભુ
અહા લીલા તારી, નયન સુખ આપે અતિ મને
વખાણો શું તારાં, મુરખ મતિ આ બાળક ભણે—૩

**બીજો કુમાર**—તારૂં કહેવું યથાર્થ છે ભાઇ સરજન હારની લીલાનો પારતો—

## શિખરિણી.

નથી પામ્યા જ્યારે, અતિશય થતાં એ કવિજનો
નથી પામ્યા જ્ઞાતા, નથિ સમજ પામ્યા મુનિજનો
નથી પામ્યા વેત્તા, ભણિભણિ ભુગોળો કુટિ મુવા
નથી પામ્યા પ્યારા ઘણિ રિત ખગોળો ભણિ ગયા.—૪

**પેહેલો કુમાર**—ભાઈ સુદર્શન! લે આ ફુલની ટોપલી ઝાલતો હું પણેથી દુર્વા લઇ આવું!

**સુદર્શન**—ચાલો હું પણ તમારી સાથે આવું છું.

**બીજો કુમાર**—ના મારી સાથે પેલા બિલીના વૃક્ષ પાસે ચાલ કે તે ઉપરથી હું બીલી પત્ર તોડીને નિચે નાંખુ તે તું લગાર એકઠાં કરે.

**પેહેલો કુમાર**—કેમ હવે વૃત્ત બોલવાં નથી કે! તું બિલીના વૃક્ષ પાસે જાય છે ચાલની તું પણ દુર્વા લેવા પછી આપણે સાથે જઈશું મા'રે પણ બિલી પત્ર લેવાનાં છે!

**બીજો કુમાર**—ત્યારે તો બહુ સારૂં ચાલો ગમત થશે.

### વસંતતિલકા.

જો આ ગુલાબ અહિયાં પ્રિયશુ ખિલ્યો છે
ને મોગરો અધિક વાસથી શું બન્યો છે
જો શોભતા પ્રિય પણે જુઇ મંડપો છે
જાઈ તણાં વળી ખિલ્યાં બહુ પાદપો છે. ૫

**પેહેલો કુમાર**—અહિયાં હું જ્યારે આવું છું ત્યારે મારા મનમાં એમ થાય છે કેઃ—

### વસંતતિલકા.

બેસી રહું સુકિ હું કામજ મંડપોમાં
સારો દિ હર્ષ ધરતો ફરતો ફુલોમાં
જેથી સખે હરખ માહરૂ મંન પામે
ને આ શરીર સઘળું ફુલથી સુહાવે. ૬

**બીજો કુમાર**—જો એમ હોય તો લે લાવ આજેજ હું ઘર આગળ જઇને કહું છું કેઃ—

### મંદાક્રાન્તા.

બેટો છે એ ઉપવન વિષે વૃક્ષ ફુલો ફળોની
કે' જા આવું ઘડિક પછીથી વાસ લેઇ ફુલોની
હોયે એવું તરત કંઈ જો કામ બોલાવી લાવું
ન્હૈતો લેઈ કઉમુદિ પ્રિતે પાઠને માટ આવું. ૭

**પેહેલો કુમાર**—તું ખરો તો કે મને રખડાઉ ઠરાવી પોતે શાણો બને પણ

**મંદાકાન્તા.**

જાણે છે સૌ પ્રિતિજ તુજની પાઠમાં કેટલી છે
ને મારી એ લગિર પણ ના છાંની તો કોઈની છે,
માટે પ્યારા મુકિ દઈ બધું બોલવું આપણું આ
ચાલો જૈએ બિલિતરૂપરે પત્ર તેનાંજ લેવા. ૮

**સુદર્શન**—પિતાજી આપણી સર્વેની વાટ જોતા હશે હો! કારણ તેમને પુજાનો સમય થઈ ગયો છે માટે આપણે સત્વર જઇએ તો સારૂં.

**બીજો કુમાર**—ખરૂં છે ચાલો હું પત્ર નાંખુ તે તમે એકઠાં કરો.

(એટલામાં દુરથી વિદલ્લ આવે છે)

**પેહેલો કુમાર**—અરે ક્લિંબ અહિં આવો અમે અહિયાં છીએ.

**સુદર્શન**—હું ધારૂંછું કે પિતાજીએ તેમને આપણને બોલાવા માટે મોકલ્યા હશે. (ક્લિંબ શબ્દમાંથી બકાર ભુલી જઇ ક્લિંનુ સ્મર્ણ કરે છે)

**બીજો કુમાર**—(નીચે ઉતરી) ચાલો હવે આપણે સત્વર આશ્રમમાં જઈએ. (જાય છે તેમની) પાછળ સુદર્શન પણ ક્લિં શબ્દ ગોખતો જાયછે.



# પ્રવેશ ૪ થો.

## સ્થળ પર્ણકૂટિ.

**સુદર્શન**—(અભ્યાસ કરી રહ્યા પછી) સુમતિ મારે માટે દૂધ લાવોને ?

**સુમતિ**—લ્યોજી.

**સુદર્શન**—(પીતાં) માતાજી આજ તમે કેમ ચિન્તાતુર દેખાવ છો.

**મનોરમા**—પુત્ર કંઇ નહિં મારા જીવને લગાર સારૂં નથી.

**સુદર્શન**—માતાજી શું થાય છે તે મને કહો તો ઉપાય કરીએ.

**મનોરમા**—ભાઇ માથુ દુખે છે બીજુ કાંઇ નહિં તું સુઇજા.

**સુદર્શન**—માથાની એટલી બધી પીડા થતી હોય તો કંઈ ઔષધ કરો.

**મનોરમા**—ના એટલું બધુ દુઃખ નથી.

**સુદર્શન**—ત્યારે હું સુઇ જાઉછું (સુઇજતાં ક્લિં ક્લિં શબ્દનું રટન કરતો ઉંઘી જાય છે).

**મનોરમા**—(તેને નિદ્રાવશ થયેલો જોઇ) અહા ઈશ્વરે શું દેવતાઈરૂપ અને ગુણ આપ્યાં છે પણ આ હિણ ભાગણીને પેટ જન્મ લીધો એટલે આમ વનમાં દા'ડા કાઢવા કર્મે આવી ચડ્યા. બાકી આ સુકુમાર રાજવીને તો પાનાં ફુલામાં રાખત (આંખમાં આંસુ આવી જાય છે).

**સુમતિ**—મહારાણી હવે એ વાત મનમાં આણવામાં શો લાભ છે! બળાપો કર્યે શું થાય ધીરજ રાખો સૌ સારાં વાનાં થશે કુંવર કાલે મોટા થઇ જશે ને સુખના દિવસ આવશે!

**મનોરમા**—પિતા ભારદ્વાજે ઉપવિત આપ્યું તેની કોણ ના કહે છે પણ એના પિતા જીવતા હોત અને સર્વે સાનુકૂળ હોતતો ધામધુમ જુદીજ થાત.

**ગાયન.**

(સ્વસ્તશ્રીરે સ્નેહ પુરસ્થાન એ રાગ)

હોય ભાગ્યમાં એ ક્યાં સુખ દુઃખ લખેલું રે
કીયા ભવનું આવીને વેર મુજને નડેલું રે
દેવી હોત પ્રથમથી રાંક કર્મ અભાગી રે
મન લાવતના કાંઇ દુઃખ આંહિ અગાડી રે
નહિ પુરા થયા કંઇ કોડ મુજ મન કેરા રે
હાય કર્મહિણી હું માત, દીઠી ના એ વેળા રે
સુને જોયું ન રાજનુ સુખ તાત મુખ તેમ રે
ધરી જન્મ આ મારી કુખ, જોયો ન પ્રેમ રે
માત રાંક સામુ જોઇ કાંક દયા કંઈ કરજો રે
તમ દાસીને પુત્રની માત વ્હારે વળજો રે—

(એટલામાં સુદર્શન જાગી ઉઠે છે.)

**મનોરમા**—શું છે બેટા બીશ નહિં.

**સુદર્શન**—માતાજી કાંઈ નથી. વ્યાઘ્રારૂઢ દેવી ભવાનીને દે-

ખુલ્લું તેજ (હાથ જોડી) માતા ભક્ત ઉપર આ-
પે કૃપા કરી પાવન કર્યો!

(એમ કહી સ્તબ્ધ રહે છે.)

**મહામાયા**—વત્સ! સુદર્શન તારી ભક્તિથી હું પ્રસન્ન થ-
ઇ છું માટે જા તારી ઇચ્છાઓ ફલિભૂત થશે.

(અંતર ધ્યાન થાય છે.)

**મનોરમા**—પુત્ર આજ આપણાં ધન્ય ભાગ્ય કે આપણને
જગદંબાનાં દર્શન થયાં.

**સુદર્શન**—માતા દેવીની આપણા ઉપર સારી કૃપા છે એ-
મણે મને વર આપ્યો કેઃ—"તારી ઇચ્છાઓ ફ-
લિભૂત થશે"

**મનોરમા**—(હર્ષથી) પુત્ર જો દેવીની એટલી બધી કૃપા
હોય તો આપણે શું દુઃખ છે.

**સુદર્શન**—માતા પિતા ભારદ્વાજ અત્યારે તો સુઇ ગયા
હશે પણ સવારના આ વાત હું તેમને કહિશ.

**મનોરમા**—પુત્ર સુખેથી કહેજો હવે લગાર આરામ લે.
દિકરા હું પણ હવે સુઇ જાઉં છું.

(સર્વ નિદ્રા ગ્રસ્ત થાય છે)



## પ્રવેશ ૫ મો.

### સ્થળ આંગણું.

**સુદર્શન**—આર્ય વિદલ્લ પિતાજીએ તો કાલે મૃગયાએ જવાની રજા આપી અને કૃષ્ણશર્માને પણ કહ્યું કે તારે સાથે જવું હોય તો જજે ચિત્રકૂટ રળીઆમણો છે તે જોવાશે.

**વિદલ્લ**—વારૂ યુવરાજ આપણે તો સજ્જ છીએ આ મારાં આયુધ છે તે કાળે કરીને ક્ષીણ થઇ ગયેલાં છે તો પણ ચાલશે આપણે ક્યારે અતિ પરિશ્રમ લેવો છે.

**સુદર્શન**—આર્ય આયુધ ઇત્યાદિની તમારે ચિન્તા કરવી નહિ સૌ આવી મળશે. તાત પણ આ વાત સાંભળીને તો આનંદ પામ્યા ને કહ્યું કે વત્સ અભય રહી સુખેથી હવે તારૂ ક્ષત્રીને ઉચિત કર્મ ધીરે ધીરે શીખવા માંડ.

**વિદલ્લ**—સત્ય છે હવે આપને વિદ્યા પચ્છવાડે શ્રમ લેવાની કંઇ જરૂર નથી કારણ કે રાજકાર્યને યોગ્ય તો તમે હવે શીખી રહ્યા છો. યુવરાજ વિદ્યા અનુભવ વગર નકામી છે માટે હવે તો જરા હોંશીયારી આવે તેવાં કાર્યમાંજ પ્રવૃત્ત થતા રહેવું દેવી આવે છે તેમને આ વાત કહેજો ચાલો હું જાઉછું ને પ્રભાતે તત્પર રહીશ.

**સુદર્શન**—વારૂ કૃષ્ણશર્મા તમને બોલાવવા આવશે જાવ.

(જાય છે)

**મનોરમા**—પુત્ર કેમ આર્ય વિદલ આજ વે'લા વે'લા ચા. લ્યા ગયા?

**સુદર્શન**—માજી કાલે મૃગયા કરવાને જવું છે તાત પણ કહે છે કે હવે વિદ્યા તો તમારા ક્ષત્રીઓના જેટલી તમે શીખ્યા માટે હવે ક્ષત્રીને ઉચિત કાર્ય શીખો તેથી તેમની રજાથી હું વિદલ અને કૃષ્ણશર્મા સવારમાં જનાર છીએ.

**મનોરમા**—વત્સ "મૃગયા" શબ્દ મને અનુકૂલ નથી તેથી તે શબ્દજ મને ત્રાસ જનક લાગે છે માટે દિકરા બીજી રીતે હોશીઆરી મેળવતાં શીખો મૃગયા આપણા કુલને વિપરીત નીવડી છે. દીકરા દશરથને શાપ થયો હતો તારા પિતાનું મૃત્યુ થયું હતું માટે એ કાર્યમાં ઉત્સાહ ન ધરતો. હું હતભાગ્યણીના કર્મમાં શું એ લખ્યું હશે એમ મને ભાવિ ભય પમાડે છે. દૈવીગતિ ન્યારી છે (ગદ્‌ગદ્ કણ્ઠે થઈ જાય છે.)

**સુદર્શન**—માતાજી ભાવીને શરણ આ સંસાર છે તો આવા ક્ષત્રી ધર્મને પ્રાધાન્ય રૂપ કાર્યમાં આપ નિષેધકરો છો એ શું! માટે.

## ગીતિ.

શોક ન અંતર ધરતાં, ભાવિશરણે થતું ઘટીત જાણ
જે કતર્વ્ય હશે તે ભાવિ વિષે મા થશે જરૂર જાણ.

દુષ્ટ દૈવનાથી ક્યાં સુધી બીહીશું. માટે ઉદ્યમ વિનાતો દેવ પણ સાનુકૂલ થતા નથી માટે હવે તમારે તેવી ચિન્તાઓનો તો ત્યાગ કરવો ક્ષત્રીવંશમાં જન્મ્યા તે તરવારોનેજ ભોગતો થવાના અને શસ્ત્રજ ક્ષત્રીને તો સ્વર્ગ આપનારૂં છે માટે શોક કરવો તજ્યો.

**મનોરમા**—દિકરા હવે તું મોટો થયો છે એટલે તા'રી નજરમાં આવે તેમ કર પરંતુ જે કાર્ય કરૂં તેમાં મારા સામુ જોતો રહેજે એજ મારો સાર છે. દીકરા જાવ તેમાં હું નિષેધ કરતી નથી પરંતુ એમાં અતિઉત્સાહ ન રાખવો (દાસી પ્રવેશ કરે છે.)

**સુમતિ**—દેવિ ચાલો.—

**મનોરમા**—ચાલો દિકરા સુખેથી જજો ને વિજયે વેલા આવજો સર્વે જાય છે.—



## પ્રવેશ ૬ ઠ્ઠો.

### (સ્થળ ચિત્રકૂટ વન)

**કૃષ્ણશર્મા**—(પ્રવેશ કરીને) અહો! ચિત્રકૂટનાં વનોની ર-
મણીયતા અતિ દુર્લભ છે. મનોહારી છે ચિત્ત
વેધક અને વિયોગિઓને અમંગળ છે. (ઉંચે દૃ-
ષ્ટિ કરતાં)

**શાલિની.**

પ્રાતઃકાળે, પક્ષિઓ બોલવાથી
ગાજી રે'છે, મેઘ શો ગર્જનાથી
ઊચાં ઊચાં વ્યોમ ચુમ્બીત કૂટે
શોભે અદ્રિ સ્વર્ગ સોપાન પેરે. ૧

(આમ તેમ જોતાં)

અહો! ભગવાન્ સૂર્યનારાયણનાં કિરણે ઉષ્ણતા ધારણ
કરી મધ્યાન્હનો સમય સુચવવાથીજ આ.

**વસંતતિલકા.**

પાડા વરાહ જળમાં પડતાં જણાય
હંસો તજી કુવ લતા ગૃહમાં ભરાય
કૂટદ્રુમો તજી ખગો તરૂની ઘટામાં
આવી ભરાય મૃગ તેમ વનાંતરોમાં. ૨

અહો ત્યારે હજી કેમ મૃગયાનુસારી વયસ્ય સુદર્શન-

નાં દર્શન થતાં નથી. આજ સ્થળમાં હું વાટ જોઈશ એમ તો મેં બેઉને કહેલું છે ને કેમ? લાવ જોઉં જોઇએ.

**કૃષ્ણશર્મા**—(આમ તેમ જોતાં) અહો આ દિશામાં.

**વસંતતિલકા.**

ભૂકંપ આગમચ જેમ સુણાય સોર,
તેવો સુણાય દુર વાજી પદ પ્રહાર;
ડોલે ન વૃક્ષ પણ ધૂળ ઉડે અપાર,
માટે હશે જરૂર કો જન અશ્વવાર ૩

અહો મૃગયાના શ્રમે ભિજાઇ ગયેલા લલાટ પ્રદેશવાળો વિદલ્લ સાથે મિત્ર સુદર્શનજ આવે છે.

(સુદર્શન તથા વિદલ્લ પ્રવેશ કરે છે)

**વિદલ્લ**—આર્ય અશ્વના મુખમાંથી લગામ કાઢી લઈને છુટાજ મુકો અને આવો આપણે આ ઘટામાં વિરામ લઇએ કારણ કે શ્રમને મધાન્હ બેઉ એકજ સમયે મળી આવ્યાં છે.

**સુદર્શન**—મિત્ર કૃષ્ણશર્મા આ ભિલ્લપતિ દુર્દર્શને તમે ઓળખો છો કે!

**કૃષ્ણશર્મા**—ના યુવરાજ! મારે એવા મોટા જનોનો ક્યાંથી સમાગમ થયો હોય પરન્તુ નામથી હું તેમને ઓળખું છું, એમના સ્વભાવને કલિસ્પર્શ થયો નથી એ શું ઓછું છે!

**સુદર્શન**—બળ વીર્ય પરાક્રમનો તો એમને સ્વપ્નમાં પણ

ગર્વ થયો નથી આજ કાલના નામધારીઓ જુ-
વોછો કની કે કેવા ઉદ્ધત બની જાય છે, આ'વા
પ્રદેશમાં વસતાં પણ એમણે પ્રજાને કેવી સુખી
કરી છે. રાજાનું સુખ તો પ્રજામાંજ છે. પ્રજાને
સુખે સુખી, ને પ્રજાને દુઃખે દુઃખી એજ ખરો
રાજધર્મ છે. વિદ્યા ભણીને તથા વિદ્યાલયો સ્થા-
પીને તો એમણે અપાર કિર્તી સંપાદન કરી,
એમના ભિલ્લ કુલને અજવાળ્યું છે. યાત્રાળુઓ-
ને જે વારંવાર ભિલ્લ લોકો પીડા દેતા હતા તે
સર્વ ઉત્પાતને એમણે પોતાના રાજમાંથી ઉન્મુળ
કર્યો છે. આવી ઉદ્ધત પ્રજાને અંકુશમાં લેવી એ
કંઈ જેવું તેવું નથી એતો ખરા ચાતુર્ય વીર્યનું
કામ છે.

**કૃષ્ણશર્મા**—ખરા સદ્‌પુરૂષતુંજ એમનામાં ભૂષણ છે.

**સુદર્શન**—મને આજ એમના મેળાપથી ઘણો આનંદ
થાય છે. ભાવના હોય તે સહજ મળી આવે છે.
આજે એ પણ મૃગયાએ આવેલા હતા, મૃગયા
એ પણ એક રાજલક્ષણ છે એમાં પણ એમનું
નૈપુણ્ય વખાણુવા જોગ છે.

**દુર્દર્શી**—યુવરાજ! હવે અતિ પ્રશંશાએ મને ક્ષોભ પમાડ-
શો માં. ક્ષત્રી રાજાઓના તો પદની હું રજ છું
મેં તે શું પ્રજાને રંજન કરી છે. વાહ વાહ પ-

રાપુર્વથી ચાલતી આવેલી રાજધુરા ચલાવવી જોઇએ તેમ ચાલે છે. વિદ્યાનો પ્રચાર થયો તે માત્ર ભગવાન્ ભારદ્વાજનું પુણ્ય છે.

**કૃષ્ણશર્મા**—વિદ્યાદાન સમાન તો દાન નથી, માટે એ કાર્યને પ્રતિદિન પુષ્ટી મળે તેમ કરવાનું કહેતાં મને શરમ આવે છે. કારણ કે જેણે આરંભ્યું છે તેને તે પૂર્ણ કરવાનો ખંત હોય છેજ.

**સુદર્શન**—અહો મધ્યાન્હ તો થયા હો!

**દુર્દર્શી**—એતો કાર્યતલ્લીનને જણાય નહિ પણ સમય તો ઘણો થયો છે. હવે આપણે વિરામ પામ્યા છીએ ને ઘોડાઓ પણ શાન્ત થયા છે માટે ધીરે ધીરે જવાની તૈયારી કરાવો તો ઠીક કારણ કે તમોને તો આ પ્રથમ પ્રયાસ છે.

**સુદર્શન**—મંત્રિ કેમ હવે જઈશું કે? આશ્રમ અહિંથી કેટલોક દૂર હશે!

**દુર્દર્શી**—આશ્રમ જરા દૂર ખરો પરન્તુ માર્ગ ઘણો રમણીય તથા વૃક્ષોની છાયાવાળો છે એટલે સહજ જતો રહેશે. આપને મારા સ્થાન પ્રત્યે લેઇ જઇ મારી પ્રજાને કૃતાર્થ કરાવવાનો વિચાર હતો પરન્તુ સમય ઘણો થઈ ગયો છે ને તે હજી ઘણું દૂર છે.

**સુદર્શન**—ત્યારે તો તમે આશ્રમ પ્રત્યે ચાલો તમને ત્યાં સારો વિરામ મળશે, ત્યાં અમસ્તા હેરાન થશો.

**દુર્દર્શી**—આશ્રમમાં આવવાને મને કંઇજ હરકત નથી પરન્તુ અહીંથી પાસેજ અમારી એક ચોકી છે ત્યાં જઇશ એટલે "એક પંથ દો કાજ" એમ થશે કારણ ઘણા દિવસથી તે કેમ ચાલે છે તે પણ જોયું નથી.

**સુદર્શન**—જેવી તમારી ઇચ્છા પરન્તુ હવે તમારૂં પુનઃ ક્યારે મળવું થશે.

**દુર્દર્શી**—વળી ચાલો એક વખત આપણે સાથેજ મૃગયા એ જઇએ આપણો તો સહજ મેળાપ થશે પરન્તુ તમારા મિત્ર વેદમૂર્તિ કૃષ્ણાશર્માનો મેળાપ ક્યાં થશે, તે વળી આપણી સાથે આવશે કે નહિં?

**સુદર્શન**—હમણાં તો કંઇ સંસારી કાર્યને માટે એ કાશીપુરી જવાના છે એટલે આપણા મૃગયાસાથી તો તે નહિં થાય પરંતુ હજી વ્યાકરણ શાસ્ત્રમાં એમને આગળ જવું છે, એટલે પાછા આવનાર છે તે વળી આશ્રમમાંજ કોઇ સમે મેળાપ થશે.

**દુર્દર્શી**—વારૂં! જેમ ઇશ્વર ઇચ્છા, મને વિદ્વાન સંગ ઘણો પ્રિય છે એટલે આવીશ.

**સુદર્શન**—ભિલ્લપતિ! એક વખત નિશ્ચિંત થઇને આવો તો મારે પણ તમારી સાથે કંઇ વાત કરવી છે.

**દુર્દર્શી**—યુવરાજ આપને અનુકૂલ દિવસ તેજ મને અનુકૂલ માટે સુખેથી કોઇને સમાચાર લઇ મોકલજો

મારા માણસોને હું અહિં સમયો સમય મોક-
લતો રહીશ.

**સુદર્શન**--એટલો બધો શ્રમ લેવાની કંઈ જરૂર નથી આ-
પણે મૃગયાએ જઇશું ત્યારે દિન ઠરાવીશું.

**વિદલ્લ**--યુવરાજ હવે એમને વધારે વિલંબ ન કરાવો.

**સુદર્શન**—ચાલો ત્યારે.

(એક એકની યથા ઘટિત અનુજ્ઞા લેઇ
પંથે પળે છે.)

## પ્રથમોઙ્ક સમાપ્ત.



# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

(સ્થળ કાશીપુરીના રાજાનો મેહેલ.)

(સુબાહુ, વિદર્ભી, શશિકળા અને પાછળથી પદ્મનાથ અને અનોપ)

**સુબાહુ**—કેમ બે'ન આજે ગુરૂજી પાસે શું શીખી!

**શશિકળા**—પિતાજી! આજે તો મારા ગુરૂજી આવ્યા નથી અને કાલે આવ્યા હતા તે માત્ર ભરત પ્રયોગનું જરા વિવેચન કરી, મને બતાવીને ચાલ્યા ગયા હતા.

**સુબાહુ**—આચાર્ય જરા આળશું છે પરન્તુ શીખવવાની યુક્તિ અતિ અદ્‌ભૂત જાણેછે, ધ્યાન આપીને શીખીશ તો કંઇ કઠણ નહિં પડે. "શીખનારને શું કઠણ છે!"

**વિદર્ભી**—બે'ન સારમાં કહેલાં વાક્યો સમજી જવાની ચપળતા તો પોતાની જોઈએ; કોઈ પણ પ્રયોગ ઝટ ઉપાડી લેતાં શીખીએ. કંટાળો પામીશ નહિ તો સૈ આવડશે.

(પ્રતિહારી પ્રવેશ કરેછે.)

**પ્રતિહારી**—(નમન કરી) મહારાજ! બારણે બે બંદિજન આવેલ છે તે આપનાં દર્શન ઇચ્છે છે.

**સુબાહુ**—ભલે તેમને પ્રવેશ કરાવો.

**પ્રતિહારી**—જેવી મહારાજની આજ્ઞા (એમ કહી જાયછે ને થોડી વારે બંદિજનને લઇ આવેછે.)

**બંદિજન**—(નમન કરતાં) ઘણી ખમા! પૃથ્વિનાથ ઘણી ખમા! ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ કાશીરાજ સુબાહુને ઘણી ખમા!

### સોરઠો.

ચંદ્ર વંશના તાજ નરપતિ સકળ ધરા તણા;
અખંડ તપજો રાજ નૃપતિ મા'બાહુ સુબાહુનું. ૧

**સુબાહુ**—બંદિજનો કેમ કયા દેશોમાંથી આવવું થાયછે?

**પદ્મનાથ**—પ્રયાગથી મહારાજાધિરાજ.

**સુબાહુ**—ત્રિવેણીરાજથી?

**અનોપ**—હા ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ યાત્રા કરતા કરતા અહીં આવ્યા છીએ.

**સુબાહુ**—કેમ! દેશ પ્રદેશના શા સમાચાર છે.

**પદ્મનાથ**
**અનોપ** } સાંભળિએ મહારાજ!

### (રાગ ઓખાહરણનો.)

જ્યારે ખબર પુછો છો રાય,
ત્યારે વિનતી સુણો ભૂપાળ;

જ્યારે સર્વની ચડતી કળા છે,
અયોધ્યાની તો પડતી દશા છે. ૧

ધ્રૂવસંધી હણ્યા સિંહે જ્યારે,
ઉઠયો વાંધો ગાદિનો ત્યારે;
તેમાં કોઇનું કોઇ ન માને,
રાજ દોલી ઉઠયું તે ટાણે. ૨

યુધાજીત કે' દોહિત્ર મારો,
આવે ગાદિએ નેક વિચારો;
વિરસેન કે' એનો ભાયાત,
એમ ન્યાય કહે સાક્ષાત. ૩

એમ કરતાં થઈ બેઠી રા'ડ,
જેથી થયો પ્રજાનો બગાડ;
મારી વિરસેનને રણ માંહિ,
યુધાજીતે લીધી ગાદી ત્યાંહી. ૪

નાઠી પટરાણી મનોરમાય,
લેઇ પુત્ર, વિદલ્લને સા'ય;
શોધ્યાં અયોધ્યામાં સારી રાત,
મારી નાંખવા કુંવર ખચીત. ૫

નહિં દીઠાં ત્યાં તેમને જ્યારે,
આપી રાજ દોહિત્રને ત્યારે;
નિકળ્યો શોધવાને તે રાય,

ચિત્રકૂટમાં લાગી સંભાળ. ૬

માગ્યાં ભારદ્વાજની પાસ,
તેમાં અન્તે થયો નિરાશ;
તેથી ગયો પોતાને પુર,
છોડી આશ બધી રણધીર. ૭

રે'છે રાણી તે દિવસથી ત્યાંહી,
ભણે કુંવર ઋષિ બાળ માંહી;
હવે થયો છે મોટો એ રાય,
જોઇએ હવે પછી શું થાય. ૮

**સુબાહુ**—અરેરે અયોધ્યાની છેક આ'વી દશા થયેલી છે, પેહેલાં યુદ્ધ થયુ ને શત્રુજીત ગાદીએ બેઠો વગરે સમાચાર તો જાણ્યા હતા. શું એ કુવરનું નામ છે? યુવરાજ એ હતો ને શત્રુજીતને ગાદી આપી એ તો હું આજેજ જાણું છું.

**વિદર્ભી**—અરેરે શાએ બિચારી પટરાણીનાને કુવરના હાલ થયા હશે! આજ કુંવર કેવડો થયો છે!

**પદ્મનાથ**—મહારાજ કુવરના રૂપતેજ અનુરૂપ એનું નામ પણ સુદર્શન છે, આજ તો એ હજી તેર વર્ષની વયમાં છે, પણ શું એની હોશીયારી! દુઃખ પછી સુખ આવશે એમજ એ કુવરનું તેજ સૂચવે છે અહો શી એની વિદ્યા!

## મનહર છંદ.

જાણે શાસ્ત્ર સર્વ અને પુરાણે પુરાણી જેવો,
ભણ્યો પ્રિતે ન્યાય તર્ક ભારદ્વાજ પાસ છે;
ધનુર્વિદ્યામાં બીજો પાર્થ જાણે હોય તેવો,
દ્વન્દ યુદ્ધ કરી જાણે જીમૂત સમાન જે;
બાહુ બળ આગળ શું બાહુ બળ રાવણનું,
શત્રુજીત જેવા જેને ઘાસની સામાન છે;
ધાક જેની હમણાંથી હાક જનમાં વગાડે,
આગળ ઉપર પછી થાય શું જોવાય છે.　　　૧

**સુબાહુ**—હોય સિંહનાં બચ્ચાં છે કની. વીરત્વ કોઇના બાપનું છે, એમ હોય તો તો દાડો વળે પણ ખરો.

**અનોપ**-મહારાજાધિરાજ એ તો "પુત્રનાં લક્ષણ પારણામાંથી ને વહુનાં લક્ષણ બારણમાંથી" જણાયા વગર રહે છે; ૩૫ ગુણ ચાતુર્ય કળા ઇત્યાદિ સર્વ વાતે એક્કો છે.

**વિદર્ભી**—ભલે ઈશ્વર એમની વ્હારે આવે! અરેરે કાળ મહિમા કંઇ કળાય છે, આજ શું છેને કાલ શું થશે તે કંઇ ખબર પડે છે, ઈશ્વર કરે તે માથા ઉપર.

**પદ્મનાથ**—હોય દેવિ! આ દુનિઆમાં ચડતી પડતી તો આવેજ જાય છે.

## કુંડળિઓ.

ચડતી પડતી જગતમાં, આવે છે પળમાંય,
જડ જીવાદિ સર્વનો, નાશ કરે છે કાળ;
નાશ કરે છે કાળ, બાળને વૃદ્ધ કરે છે,
દુઃખી સુખીને રંક, રંકને રાય કરે છે.
દરિયાની પણ થાય છે, જુવો ખાટને ભરતી,
આવે છે મહિપાળ, સર્વની ચડતી પડતી.

**સુબાહુ**–ધન્ય છે પદ્મનાથ! આ સૃષ્ટીના ક્રમમાં કોની ચડતી પડતી નથી થતી! કર્તા હર્તા તો પરમેશ્વર છે; પણ મનુષ્યોને અભિમાન આવ્યા વગર રહેતું નથી. (અરે કોણ છે!)

**પ્રતિહારી**–(પ્રવેશ કરીને) આજ્ઞા મહારાજ!

**સુબાહુ**–જાવ આ બંદિજનોને ઉતારો આપી મોદિખાને આજ્ઞા આપો કે તેમને જોઇતો સર સામાન પોહોચડાવે.

**પ્રતિહારી**—જેવી મહારાજની આજ્ઞા.

**પદ્મનાથ** } જય જય મહારાજાધિરાજ ઘણી ખમા! પૃથ્વી-
**અનોપ** } નાથ ઘણી ખમા! (નમન કરી જાયછે).

**વિદર્ભી**—પ્રાણનાથ ભોજન સમય થયોછે માટે ચાલો પાકશાળામાં જઇએ.

**સુબાહુ**—ચાલો (રાણી રાજા જાયછે ને શશિકળા વિચારમાં બેસી રહેછે.)

**શશિકળા**—અહા! પ્રભુ તા'રી શી માયા છે, તેં આ સૃષ્ટીમાં કંઈ કંઇ રત્નો નિપજાવ્યાં છે, જ્યારની બંદિજનથી હકીકત સાંભળી છે ત્યારથી આ હૃદય કંઈ જુદાજ ઉછાળા મારી રહ્યુંછે. મનુષ્યની મનવાંચ્છના ફળીભૂત કરવી એતો ઇશ્વરને હાથ છે. અરે દુષ્ટ દૈવ તારી શું ક્રૂરતા છે કે હજારો મનુષ્યના પાળનારને ને રક્ષણ કરનારને તેં ઉલટો બ્રાહ્મણના રક્ષણમાં મુક્યો છે. ધન્ય છે! એ ક્ષત્રી રાજાને કે જેની કિર્તી દેશપ્રદેશમાં ગવાય છે. અને એવી સ્થીતિમાં પણ મહવિદ્યા ભણીને તથા બળ પરાક્રમ વડે લોકોમાં પ્રસિદ્ધી પામેછે. ખરેખર નર જન્મ તો આનું નામજ કહેવાય કે જેની ખ્યાતિ ચાલે! મારૂ મન ઉંડા ઉંડા કશા તર્ક વિતર્ક કરે છે, તે સમજાતું નથી. ધીરજ સર્વે બાબતમાં સુફળ આપે છે માટે ધીરજ ધર; અને એક નિષ્ટાએ વર્ત એજ ચપળ મન! તારી વાંચ્છનાઓને ફલીભૂત કરશે. અહો રાજાવી અપાર રૂપવાન પણ છે એમ કહેતા હતા; પણ કોણ જાણે કોણે તેને માટે તો ચોખા ચડાવતી હશે. મન પિટયું અતિ ચપળ છે, તને કંઈ વિચાર છે, સહજમાં પણ એ મારા એમ માની બેઠું છે; પણ ક્યાં એ ને ક્યાં આ દેશ દેહ અને કર્મ જોગ!

(એટલામાં વસુમતિ પ્રવેશ કરે છે)

**વસુમતિ**—રાજમાતા આપને ભોજનગૃહમાં બોલાવે છે બ્હેન !

**શશિકળા**—પિતાજી જમી રહ્યા કે શું?

**વસુમતિ**—હા ચાલો.

(શશિકળાનેવ સુમતિ પણ જાય છે.)

**સમાપ્ત પ્રવેશ ૧ લો.**



# પ્રવેશ ૨ જો.

## સ્થળ શશિકળાનો મેહેલ.

( શશિકળા અને પછીથી મધુમતિ ને ઇન્દુમતિ. )

**શશિકળા**—( લમણે હાથ દઈ એક મેંચ ઉપર બેઠેલી છે ત્યાંથી એકાએક તર્ક આવવાથી બોલી ઉઠે છે)

### ગીતિ.

શ્રવણે મોહી મનડે, સ્વામી તુજને કીધો છે સુદર્શન;
તન તલસે છે મારૂં, કરવા માટે હવે પ્રિયે દર્શન. ૧

**ઇન્દુમતિ**—બેહેન મધુમતિ આપણે આ પડદાને ઓડે રહી હજુ સાંભળો (એમ કહી બેઉ જણ પડદાને ઓડે સંતાઇ રહે છે).

**શશિકળા**—( વિચારમાં પડેલી હતી તે બોલે છે ) પરમેશ્વરની પ્રભુતા કાંઇ જુદાજ પ્રકારની છે, તણે મનનું વલણ કોઇ જુદાજ પ્રકારનું કરેલું છે કેમકેઃ—

### શાર્દુલવિક્રિડીત છંદ.

આંખે મેં નિરખ્યો નથી પણ છબી એની મનોહારિણી,
મારા ચિત્ત વિશે ઉંડી ઉંડી પડી રે'છે ન દેખું પુરી;
કિન્ચિત્ ચંદ્ર પ્રયોદમાં છુપી રહ્યો દેખે ન દેખે જરી,
એવા હાલ હવાલમાં શશિકળા આ છે અહીંયાં પડી. ૧

અરે ઓ વ્હાલા!!

### વસંતતિલકા છંદ.

ઓ સુર્યવંશિ કુળના કુળવંત દીવા,
રે શૂરવીર રણધીર દીસે દયાળા;
રે આ જપે શશિકળા તમ નામ માળા,
ને આમ કેમ પ્રિય છેક બનો નમેરા. ૧

(મુખારવિંદ ઉતરી જાય છે ને વિચાર કરે છે) અરે પ્રભુ શું કરૂં મારૂં હ્રદય કોઇપણ વાતે સ્થિર થતું નથી. કાળજડા ધીરજ ધર! મને શું કામ સતાવે છે! આમ મિથ્યા આલાપ કર્યે કાંઇ તારૂં વળ્યું એમણે તો મને સ્વપ્ને પણ દીઠી નથી તો પછી મારી સ્થિતિની વાત તેઓ શું જાણે. અરે! હું શું કરૂં આ મારા મનના ઉભરા કોને કહું અને આઃ—

### માલિની છંદ.

રમણિય ભુવને રે મન્દ છાયા દીસે છે,
ભરપુર પુર પૌરે ધામ સૅુનુ દીસે છે;
નથિ નથિ અહિં મારી કો અનૅુચારિકાઓ,
નથિ નથિ વળિ શાણી કોઇ સાહેલડીઓ. ૧

**મધુમતિ**—સખી ઇન્દુમતિ આ સમય આપણે બહાર નિકળવાનો સારો છે. તેં સાંભળ્યું એણે જે આ-

પણને સંભાર્યો તે; માટે ચાલ. (શશિકળા પાસે બેઉ જણીઓ આવેછે.)

**ઇન્દુમતિ**—(શશિકળાને) કેમ બેહેન શશિકળા આજે આ શાના વિચારમાં નિમગ્ન છું ?

**શશિકળા**—(પોતાના વિચારમાંજ) અરેરે !! પ્રાણ છેક આમ નિર્દય શું થાવછો ! આ તમારી શ્રવણા-નુરાગી શશિકળાની સ્થિતિ ઉપરતો વિચાર કરો?

**મધુમતિ**—સખી વિભ્રમમાં અમને પણ ભુલી ગઇ કે શું? શું એ લ્હે સારી.

**શશિકળા**—(પોતાના વિચારમાંજ હતી તેને મોઢે લ્હે શબ્દ ચડી જવાથી)

## ગાયન.

(કંગનવા મોરા કરસે સરક ગયોરે; એ રાગ.)

સુદર્શન મને શ્રવણે લ્હે લાગી તારી રે;
મોહાંધ પ્યારા હુંછું બેઠો તેથી ઇચ્છુંછુ. સુદર્શન. ટેક.

દાસી હું તારી રે, ઉદાસી છું ભારી રે;
ઘટે ના નિર્દય થાવું, વિહંભાવે ના ખાવું;
ગમે ના પાણી પીવું સુવુંય તેમ મુજને ગમેજ નહીં રે. સુ૦ ૨

સ્તુતિ કરૂંછું રે પાય પડુંછું રે;
દોષ કહો શું મારો એવો પ્યારા થવું ઘટે શું ન્યારા;

પધારો અહીં મનમાં દયા જ કરી રે. સુદર્શન. ૩
કૃપા કરીને રે ભેટ લઈને રે;
દારોની હૈયું મારૂં હરીને દુઃખ સારૂં ચુમું હું મુખ તમારૂં;
અવર તમ પાસથી માગુ ન કંઇ રે. સુદર્શન. ૪

(એટલું બોલીને વિચારમાંજ નીચું જોઇ રહેછે.)

**ઇન્દુમતિ**—(તેનો હાથ ઝાલીને) પ્રિય સખી આ શું? તારી વિદ્વતા કયાં ગઈ છેક આમ! હું અને મધુમતિ ક્યારનાં તારી સમીપ આવી ઉભાં છીએ તેની પણ તને ફ્રાસ નથી.

**શશિકળા**—(સાવધ થઇને ઉંચું જોઈ) કોણ પ્રિય સખી ઈન્દુમતિ? બેહેન ક્યારની આવીછું?

**મધુમતિ**—સખિ હજુ મન ભ્રમિત છે હોંકો

**શશિકળા**—(તેની સામે જોઇ) કોણ સખિ મધુમતિ? તુય આવીછે કે શું?

**મધુમતિ**—અમો બેઉ ક્યારનાંય સખીને તેડે આવ્યાં છીએ પણ તેની ગણના સખીના મનમાં ક્યાંછે.

**શશિકળા**—શું મારે તેડે? એ વાત હું કેમ માનું આજ વળી મેં તેડુંજ ક્યારે મોકલ્યુંછે! હું તો મારા દુઃખમાં મરીને રહીછુંને સખીયો.

**ઇન્દુમતિ**-તેમાંજ તેડાવ્યાં તો ના માનતી હોઉ તો સાંભળ.

"નથિ નથિ અહિ મારી કો અનુચારીકાઓ,
નથિ નથિ વળિ શાણી કોય સાહેલડીઓ."

**શશિકળા**–(લજ્જીત થઇ નીચું જુએછે ને) આ શું થયું!!
(વિચારમાં પડેછે)

**મધુમતિ**–સખિ કેમ વિચારમાં પડી? કારણ તો કહે?

**શશિકળા**—શું કહું બધુ તમે સાંભળ્યુંજ હશે તો.

**ઇન્દુમતિ**—બેહેન સંતાઇને સાંભળ્યું તેમાં શું વળ્યું. તું સર્વ વૃતાન્ત કહે કે તેનો ઉપાય થાય, અમો બેઉ અમારાથી બનતી તને તેમાં સહાય કરવા તૈયાર છીએ. કેમ સખિ મધુમતિ ખરૂં કે નહીં?

**મધુમતિ**—ખરૂંછે તારૂં કહેવું બેહેન ઇન્દુમતિ. શશિકળા એ પણ હવે કાંઈ ગુપ્ત રાખવું એ યોગ્ય નથી.

કેમકે:—

## ગીતિ.

અંતરપટ નહિં પ્રીતે, અંતરપટ ત્યાં પ્રીતિ કહો શાની;
અંતરપટ જે રાખે, પ્રિત કરી તે રીતી છે મુરખાની. ૧

**શશિકળા**—જો એમજ ઇચ્છા છે તો સાંભળો મારે કાંઇ તમારાથી ગુપ્ત રાખવા જેવું નથી.

## ગાયન.

(ઓધવજી સંદેશો કહેજો શ્યામને, એ રાગ.)
મારા મનમાં એ વર વશીયો છે સખી,

સુણી કીર્ત્તિ એની મારે કાનજો;
બંદિજન જે પિતા પાસે ઉચરચા,
ભુલાવી છે તેણે સુધને સાનજો. મારા મનમાં. ૧

સમજાવુંછું મન મારૂં બહુ રીતથી,
પણ માને નહીં બે'ની મારી વાતજો;
શાન્તિ મને કો વાતેથી થાતી નથી,
તેથી આવી ઉંઘ ન સારી રાતજો. મારા મનમાં. ૨

ઉપાય યોજો એવો બે'નો જેહથી,
પાણિ ગ્રહણ એ વરનું સત્વર થાયજો;
નહીંતો માનો ઝુરીને આ પીંડથી,
પ્રાણ તમારી પ્રિય સખીના જાયજો. મારા. ૩

**ઈન્દુમતિ**—આવી રીતના તારા બોલવાથી તો અમને કાંઇ પણ સમજ પડતી નથી સખિ જો ઉપાય કરવાને માટે ઇચ્છતી હોઉ તોઃ—

### ગાયન.

(કુંવરી કુંવર મારાં લાડકાં, એ રાગ.)

ભરમ ઉઘાડ તું તાહરો જેથી કરીએ ઉપાય,
એ વર વશીયો એ બોલમાં કાંઇ ના સમજાય. ભરમ. ૧

વાત સુણી બ્હેન કોણની કેવી રીતે ને કેમ,
બોલ લજ્જા તજી તું સખી અમે સમજીએ તેમ. ભરમ. ૨

કોણ ચતુર ચોરી ગયો ચંદ્રવંશીનું ચિત્ત,
કેવી રીતે ચોર ચોરવા આવ્યો કે' શી નિમિત્ત. ભરમ. ૩

**મધુમતિ**-સખિ શશિકળા તું શું વિચાર કરેછે? અમને હવે તારે તારી વાતથી ક્યાં સુધી અધિરાં રાખવાં છે બેહેન?

**શશિકળા**—સખીયો આ હૃદય એવું તો પ્રેમાશક્ત બની ગયું છે કે તેને શું કરવું ને શું ન કરવું તે-નાજ વિચાર પલોપળ આવ્યા કરેછે. અરે શું મારી દશા એ તપોવનવાસીએ બનાવી મુકીછે કે તેનું વર્ણન કરવા મને પુરા શબ્દ પણ મળી આવતા નથી. સખી આ ચિત્ત ચોમેર ભમ્યા કરેછે, એને સ્થિર થવા કોઇ પણ ઠામ જડતું નથી.

**ઈન્દુમતિ**—તેનો સર્વ રસ્તો થશે ચલાવ હવે તું તારી વાત માંડીને કહે એટલે પછી તેને ઠરવાનું ઠામ અમે તને બતાવીશું.

**શશિકળા**—(સાનંદ) સાંભળો ત્યારે સખીયો.

## ગાયન.

(સ્વસ્તિ શ્રીરે સ્નેહપુર સ્થાન, એ રાગ)

બે'ન કાલ પિતાજીની પાસ બંદિજન આવ્યારે;
અયોધ્યાના કુંવરના જેહ, સમાચાર લાવ્યારે. ૧

પિતા તેમના મહા બળવાન ધ્રુવસંધિ રાયરે;
હતા પરાક્રમી બળવાન, ભૂતળમાંયરે. ૨

મૃગયાનો હતો ઘણો પ્રેમ તેથી સિધાવ્યારે;
મૃગયાએ તહીં ઓ બે'ન! સિંહે ગાર્યારે. ૩

જુદી રાણી જાયા બે કુમાર થયા મોટા જ્યારેરે;
ઉઠયો ગાદીનો વાંધો આમ પિતાકાળ કાળેરે. ૪

યુધાજીત કહે દોહીત્ર મુજ ગાદીએ આવેરે;
વિરસેન કે' પાટવી મુજ દોહીત્રજ આવેરે. ૫

થયું યુદ્ધ મુઆ વિરસેન તેણી વેળાએરે;
નાઠાં પુત્ર જીવાડવા માટ લઈ મનોરમારે. ૬

ચિત્ર કૂટ તપોવન માંહ્ય આવી રહ્યાંછેરે;
ભારદ્વાજનાં આશ્રયી બે'ન તેઓ થયાંછેરે. ૭

નામ તેમનું સુદર્શન રૂપે છે રૂપાળારે;
વિદ્યા કળા કૌશલ્યે બે'ન સ્વભાવે સારારે. ૮

સુર્યવંશી શુરે પણ પુર લક્ષણવંતારે;
ધનુર્વિદ્યાના છે તે ધીર સખિ ગુણવંતારે. ૯

ચોર્યુ ચિત્ત ચતુરે બે'ન ! મારૂં ત્યાંથીરે;
અનુરાગ લગાડયો હાયા મળુ કેમ ક્યાંથીરે. ૧૦

(એટલું બોલી નિશ્વાસ નાંખે)છે.

**મધુમતિ**—સખિ હજુ કેટલોક વૃત્તાંત તારે બંદિજનોથી જાણી લેવો મારા ધારવા પ્રમાણે જોઇતો હતો.

**શશિકળા**—સખિ તે સમય માતા પિતા મારી પાસે હતાં એટલે શું કરૂં અને તેમની સાથે એકાએક તેની વાત કરવી એ પણ જો માતા પિતા ન હોય તોય આપણી રીતથી ઉલટી હતી એટલે શું કરૂં.

**ઇન્દુમતિ**—વારૂં એનો અમે સમજ્યાં પણ તું વારે ઘડીએ "**એમનાં**" અને "**તેમના**" એ માનાર્થ શબ્દો તે કોને માટે વાપરે છે? ને કેવા ભાવથી તે લગાર કહીશ? ને તેમાં અમોને શું કામ બોલાવતી હતી બેહેન—

**શશિકળા**— **શિખરણી છંદ**

પુછે છે ચેષ્ટામાં ઘડિ ઘડિ મને તું ચીડવવા,
સુદર્શન લેએ છે મુગટ મણિ મારો દુખહરા;
ઠર્યું ના કો ઠામે સ્થિર મન કરંતાં મથી મથી,
સખી ત્યારે સૌને પિડિત થઈ બોલાવતી હતી. ૧

**ઇન્દુમતિ**—ત્યારે શું તું તારૂં મન એને અર્પીજ બેઠી છું? ને તે ગમે તેવો અથવા ગમે તેવી સ્થિતિમાં હોય તોપણ?

**મધુમતિ**—સખિ હવે બહુ વાર થઇ માટે અમે તો જઇશું પણ:—

## ગાયન.

( મણી તું રે' છાની, એ રાગ )

ધર ધીરજ બે'ન ન લગાર મેળવશું તારો;
ભરથાર કરી ઉપાય, મન મોહી તારો.
કર્યે ઉતાવળ કાંઈ વળે ના જાણે બે'ની સર્વેરે;
અને કદી તો તેહ ટકે નહીં ધીરે થાયે સર્વ. .મેળવશું ૧
માટે બે'ની જ્યમ ત્યમ કરીને રજની આ તું કાઢરે;
ઘેલાં કાઢે તે નહીં સારૂં જાણે માંડી રાઢ. મેળવશું ૨
ને આ કારજ તો કરવાનું છે છાનું પે'લાં તોરે;
ઉઘાડુ થાતાં થાયે ના ને બગડે તે તાંતો. મેળવશું ૩
શોધી કાઢી ચોર તાહરા ચિત્ત તણો સખી જાણરે;
કરી અમે સૌ શોધ એહની મળશું ઉગ્યે ભાણ. મેળવશું ૪

( બેઉ જણ જાય છે )

**શશિકળા**—( જે અત્યાર સુધી નીચું જોઈ સાંભળતી હતી તે ઉચું જોઇ ) શું બેઉ સખીઓ મને છાનીએ હાથ મુકાવી ગઇ કે શું ? ( વિચાર કરી જોઇ) હા, એમજ દેખાય છે પણ તેઓ વાયદા પ્રમાણે સવારે આવશે ખરી માટે—

## ગિતિ

ધર ધીરજ મનડા આ રજની આજની સુખેદુખે ગાળ;
આશામાં એની કે શી આવે છે સવારમાં ભાળ. ૧

(બોલતાં બોલતાં આંખ મળી જાય છે ને સ્વપ્નમાંજ પોતાનો બીજો હાથ પકડી બોલે છે) પ્યારા! આ દાસિની લગાર પણ દયા નથી આવતી? એના ખરા પ્રેમની આપને કાંઇ પણ લાગણી નથી? જો કે દેખીતી રીતે નહીં પણ છુપી રીતે તે તો બંદિજનને મોઢેથી કીર્તિ સાંભળી; આ દેહ આપને અર્પણ કરી ચુકી છે. (મંદહસીને) શું ત્યારે આપ મારૂં પારખું જોવા આમ પીડો છો? પ્યારા! સત્ય માનો કે આ પ્રેમ ખરો છે, હું ગમે તે થશે પણ આપને છોડવાની નથી. (એવી સ્થિતિમાં દેવી આકાશ માર્ગેથી પ્રવેશ કરીને બોલે છે)

**મહામાયા**—પુત્રિ શશિકળા.

### ગીતિ.

વરજે સુદર્શનને ભક્ત માહરો ખરે ખરો સાચો;
આશિર્વાદે મારે, પુત્રિ તારી પુરે સદા આશો.

(દેવી એમ કહી અલોપ થાય છે. અને શશિકળા જાગી ઉઠી આમ તેમ જોઇ બોલે છે.)

**શશિકળા**—(સાનંદ) અહા! શી મારી દશા મેં સ્વપ્નમાં શું જોયું? શું સુદર્શન મને વરશે? મારા પતિ થશે? એ દિવસ તે ક્યારે આવશે? અને આ

હાથ તેમના સૌભાગ્ય કંકણે ક્યારે શોભશે ? શું જગદંબાની પણ એ ભલામણ છે ? હા, હા, તેમણે પણ મને સ્વપ્નમાં દર્શન દઇ તેનેજ વરવાને માટે સુચના કરી, પણ દેવી આ મનતો એમને ઘણો કાળ થયાં વરીજ ચુક્યું છે. માતા મારા ઉપર અનુગ્રહ કરી તેમના મનમાં મારા વિષેના વિચાર ઊતારોને ? પ્રિય સુદર્શન ! આ અનુરાગિણીને ક્યારે અર્ધાંગના કરશો ? સ્વપ્નમાં આશા જનક ચિન્હો સુચવ્યાં છે પરંતુ આ દુ:ખાવસ્થામાં તે ઉપર શું વિશ્વાસ રહે વારૂં ? બ્હારી એ જઇ પ્રભાત રમણીયતા જોઇ બોલે છે) આહા !

## ગાયન.

(ગોકુળીયે લઇ ચાલ વ્હાલા, એ રાગ)

પરિમળવાળો પ્રભાતમાંરે.<br>
શીતળ વાયુ વહાય વ્હાલા,<br>
પંથે પળંતા પાન્થિકોરે.<br>
પ્રભુને પ્રભાતીયે ગાય વ્હાલા. ૧

નવ પલ્લવવાળાં તરૂરે,<br>
વનની શોભા સાર—વ્હાલા.<br>
ઉંડી ઊડી તેની કુંજમાંરે,<br>
કરતી કોકિલ કિલકાર—વ્હાલા. ૨

કુંદ ફીંસુકડો ને કેવડોરે,
ફાલ્યા ફુલ્યા ફળવંત—વ્હાલા.
તેવે સમે અહીં પધારીનેરે,
દુ:ખનો આણોજી અંત—વ્હાલા. ૩

ચિતહર ચંપો ચંબેલડીરે,
ગુલાબ જુઇને જાઇ—વ્હાલા.
પ્રફુલ્લિત થાય પ્રભાતમાંરે,
લીલા તે વર્ણી ન જાય—વ્હાલા. ૪

કુસુમાભરણ સજતી હતીરે,
નૌતમ ચીનાઇ ચીર—વ્હાલા.
તે સજવાં ગમતાં નથીરે,
કુસુમ કળી લાગે બાણ—વ્હાલા. ૫

વસંત વિલાસો આ જોઈનેરે,
ઘડી ઘડી આવો છો યાદ—વ્હાલા,
ઝાઝી થઈ વ્હારે વળોરે.
દાસીની સુણીને દાઝ—વ્હાલા, ૬

(એટલામાં દાસી પ્રવેશ કરે છે)

**વસુમતિ**—બેહેન સ્નાન વિધીનાં સર્વ સાહીત્ય સજ કર્યા છે.

**શશિકળા**—શું ! એટલામાં રજની વીતી ગઇ? સુર્યોદય થવાનો સમય થયો ?

**વસુમતિ—**હા કુંવરબા.

**શશિકળા**—દાસિ ચાલ હું આવું છું.

**વસુમતિ**—જેવી આજ્ઞા (એમ કહી જાય છે)

**શશિકળા**—આજ તો રજની આનંદમાં ક્યાં ગઇ તેની સમજ પડી નહીં ને શું. મારી પ્રિય સખીયો પણ તેમના વચન પ્રમાણે શોધ મેળવી આવતી હશે માટે હું પણ ચાલ પરવારી લઉં અને પછી બને તો રાજ માતાની આજ્ઞા લઇ સખીયો સાથે ચંપક વનમાં જાઉં.

(એમ બોલી જાય છે.)



## પ્રવેશ ૩ જો.

### સ્થળ શશિકળાનું પુસ્તકાલય.

મધુમતિ ઇન્દુમતિ વસુમતિ ન પછીથી શશિકળા.

**મધુમતિ**—કેમ વસુમતિ બેહેન ક્યાં છે?

**વસુમતિ**—પધારો. બેહેન સ્નાન કરી રાજમાતા પાસે ગયાં છે તે હમણાં આવશે.

**ઇન્દુમતિ**—સખી આજ અત્યારમાં રાજમાતા પાસે કેમ ગઇ હશે વારૂ?

**મધુમતિ**—હશે કાંઇ કામ હશે હમણાં આવશે એટલે જણાશે (શશિકળા પ્રવેશ કરે છે.)

**શશિકળા**—(હસ્તેમોઢે) મારી વ્હાલી સખીયો! તમો બેઉ આવી પહોચીયો છો કે શું? ક્ષમા કરજો બેહેન મને રાજમાતા પાસે લગાર વાર લાગી તેથી તમારે ખોટી થવું પડયું હશે.

**મધુમતિ**—કેમ સખી આજ કાંઇ સવારમાંજ રાજમાતા પાસે જવું પડયું?

**શશિકળા**—સખીયો સહજજ. મારો વિચાર આજ તમારી સાથે ચંપક વનમાં જવાનો થવાથી રાજમાતા પાસે આજ્ઞા લેવા ગઇ હતી. અને તે તેમણે આપીછે, માટે હવે આપણે ચાલો જઇએ.

**ઇન્દુમતિ**—સખી આજ કાંઇ મુખ કમળ આનંદમાં છે હો, કારણ સમજાતું નથી; (શશિકળાના સામુ-જોઇ પુછે છે.) કેમ બેહેન.

## ગીતિ.

મોહ રૂપી વાદળથી શોક જનક હતું છવાયલું તારૂ,
ચંદ્રવદન તે આજે હર્ષિત લાગે સખીરિ કયમવારૂ? ૧

**શશિકળા**—સખીયો હું તે સર્વ વૃતાન્ત તમને કહીશ હમણાં તો ચાલો આપણે તે સર્વ વાત ત્યાં કરીશું.

**મધુમતિ**—ના એમ તો અમે નહીં આવીયે એ સર્વ વા-ત આપણે અહીંજ કરી લઇએ ત્યાં બીજી રમુઝ કરવા સમય મળે કેમ ઇન્દુમતિ ખરૂં કે નહીં?

**ઇન્દુમતિ**—હા.સ્તો એમજ થવું જોઇએ.

**શશિકળા**—જો તમારો તેમજ વિચાર છે તો સાંભળો.

## ગાયન.

(સીતાજીના ગહીનાનો રાગ.)

સખી આપીને આશ જે વાર ગયાં તમે બેઉએ,
ધારી ધીર હૃદય મોઝાર બેઠી પછીથી હુંએ. ૧

ગાળી રાત થોડી જેમ તેમ આળોટી આળોટીને,
થયું મધ્યે સ્વપન બેઠી બેન સુદર્શન ભેટીને. ૨

કરી વાતો ચીતો પ્રેમપુર હસી ઝાલી હાથને,
કેટલીક વેળાતો બેન ઉભી ભીંડી બાથને. ૩

કહ્યું જાવા ન દો હવે નાથ અહીંથી હુંતો કહી,
કરૂં સેવા તમારી પ્રાણ સ્નેહે રાખું હું અહીં. ૪

એટલામાં સ્થિતિ વળી અન્ય થઇ બેન માહરી,
સ્વપ્નાવસ્થા મહી મારીપર જગદંબે કૃપા કરી. ૫

દઈ દર્શનતો સાક્ષાત આપ્યો વર તેમણે,
મુજને આનંદી અપાર સખી કરી તેમણે. ૬

કહ્યું પુત્રી તું સુદર્શન સાથે લગ્ન ધારજે,
મુજ કૃપાએ તે તુજકોડ પુરા કરી પાળશે. ૭

એટલું કહી માજી અલોપ થયાં દીઠાં મેં નહી;
એછે ખુશીનુ કારણ બેન કહી દીધી જે બની. ૮

**મધુમતિ**—મારા ધારવા પ્રમાણે તો સખી એ બધી તારી જંખના છે કારણ કે આપણું મન જેમાં વધારે લાગેલું હોય છે તે સ્વપ્નમાં દેખાય છે અને તેથી તારી વાતમાં નવાઇ જેવું નથી.

**ઇન્દુમતિ**—સખી સત્ય છે તારૂં કહેવું.

## દોહરો.

વિચાર જે હોયે સખી સુતી વેળા મંન;
તે આવી સ્વપ્ના વિશે બાળે છે મન. ૧

તેવી રીતે છે થયું પ્રિય સખીને બન;'
તોપણ સારૂં કે સખી સુખમાં ગાળી રેન. ૨

**શશિકળા**–વિચાર સુદર્શનતણા હતા કદિ મુજ મંન;
જગદંબાએ ક્યાં દીધાં પ્રગટ થઇ દર્શન. ૩

વર કયમ દિધો મુજને વરવા સુદર્શન;
વિચાર અંબીકાતણા હતા સખી નહીં મન. ૪

**ઇન્દુમતિ**—ત્યારે લે સખી તારી વાત સાચી પડી કંઇ.

**મધુમતિ**—સખી એમતો નહીં પણ એ વાતમાં કાંઇક નવાઇ જેવું મને લાગે છે.

**શશિકળા**—સખીઓ તમે માનો વા નમાનો પણ હું સત્ય કરી કહું છું કે મને મહામાયાએ સાક્ષાત્ દર્શન દઇ જણાવ્યું કે સુદર્શન મારો ભક્ત છે અને પુત્રી તું એનેજ વરજે એ તારી સર્વે મન કામનાઓ મારી કૃપાએ કરીને પરીપુર્ણ કરશે ને એટલામાંતો હું જાગી ઉઠી.

**મધુમતિ**—સખી જો દેવીનીજ એવી ઇચ્છા હશે તો પછી તારા કામમાં કાંઇ પણ વિઘ્ન આવનાર નથી.

**ઇન્દુમતિ**—લ્યો ચાલો હવે આપણે એ બધી વાત ચંપક વનમાં કરીશું સખિ શશિકળા તું તારી મેળે સજ થા ને રથને માટે આગ્ના આપતી જા કે વિલંબ ન થાય.

**શશિકળા**—ત્યારે તમે બેસો હું લુગડાં પેહેરીને આવી
(જાય છે.)

**મધુમતિ**—સખી જગદંબાએ જો સ્વપ્નમાં એને એમ
સુચવ્યું હોય તો પછી એ રાજકુંવર વિષે કોઇ-
ને કાંઇ વાંધો લેવાનું કારણ રહેશે નહીં.

**ઇન્દુમતિ**—એતો ખરૂં છે પણ સખી રાજમાતા એવી
દિન સ્થિતિમાં આવી ગયેલા અને વનવાસી કું-
વર સાથે ભાગ્યેજ શશિકળાનો વિવાહ કરે માટે
મને તો એ વિષે સંશય રહે છે.

**મધુમતિ**—સખી તેવે સમયે આપણે તેમને સમજાવાનો
આશય લઇ આપણી સખીને સાહ્ય કરીશું.

**ઇન્દુમતિ**—તો શું તેમ કરતાં પણ આપણે કદાચ રાજ-
માતાને હા ભણાવી શકીશું પરંતુ મહારાજા એ
વાત માન્ય કરશે ત્યારે કે? તેઓ આવી લાડ
લડાવેલી એકની એક પુત્રીને કોઈ મોટા રાજવી
સાથે ન પરણાવતાં એવા રાજ્યહીન કુમારને આપી
પોતાની કુંવરીને દુખમાં નાંખે?

**મધુમાતિ**—પરન્તુ બેહેન દેવીની કૃપા છે તો પછી પો-
તે ચાલાક છે એટલે ગાદી હાથ કરતાં કેટલી
વાર? (ચપટી વગાડી) એતો આમ પાછી હ-
સ્તગત કરે.

**ઇન્દુમતિ**—ઈશ્વર કરે ને તે બેઉનું જોડુ બંધાય (એટલામાં શશિકળા પ્રવેશ કરે છે.)

**શશિકળા**—કેમ સખીયો જઇશું કે?

**મધુમતિ**—હા ચાલો પણ .પુછો તો ખરાં કે રથ આવ્યો છે?

**ઇન્દુમતિ**--(દાસીને) જો સારથી રથ લાવ્યો કે?

**વસુમતિ**—(જોઇ આવીને) હા બેન.

**શશિકળા**—ચાલો ત્યારે સખીયો આપણે જઇએ (દાસીને) પેલા ઓરડામાંથી સાથે લેવાનો સામન લઈ તું પણ ચાલ. (એમ કહી સખી સહવર્તમાન જાય છે ને દાસી ઓરડામાંથી સામાન લઇ જાય છે.)



## પ્રવેશ ૪ થો.

### સ્થળ ચંપકવન.

શશિકળા મધુમતિ ઇન્દુમતિ વસુમતિને પછીથી

કૃષ્ણશર્મા.

**શશિકળા**—(વનમાં ફરતાં ફરતાં) સખી ઈન્દુમતિ આ ભ્રમર જોને મને રંજાડે છે ?

**ઇન્દુમતિ**—સખી હવે તને બધાંય રંજાડશે અલિ મધુમતિ સાંભળ્યું કે આ બોલવું ?

**મધુમતિ**—શું ?

**શશિકળા**—મેં કહ્યું કે જોને આ ભ્રમર મને રંજાડેછે? તેમાં એતો ચેષ્ટા કરે છે !

**મધુમતિ**—હશે સખી બતાવ મને તે ભ્રમર.

**શશિકળા**—બેહેન એતો ઉડી ગયો, શું બતાવું.

**ઇન્દુમતિ**—ત્યારે એમજ કહેની કે પેલો ઋષી આશ્રમનો ભ્રમર તને રંજાડે છે.

**મધુમતિ**—ઇન્દુમતિ તારો સ્વભાવ લગાર ચેષ્ટા ખોરીયો છે ખરો, કારણ કે એ વાતતો એ કયે દિવસે છાની રાખે છે કે તું વારે ઘડીયે તેને ચીડાવે છે વારૂ ?

**શશિકળા**--સખી તું પણ એમ બોલે છે, મેં એમની તો અહીં વાતજ કાંઢી નથી.

**ઈન્દુમતિ**—શું કરવાને કાડે? હજી તો કાલથીજ આશાના અંકુર ફુટવા માંડ્યા છે પણ જોજે ને એમાં કાંઇ-

**શશિકળા**—સખી તારૂ અર્ધ બોલવું હું સમજી ગઇ છું પણ તેતો તમારે માથેજ છે મારે શી ચિન્તા છે.

**મધુમતિ**—સખી તને પજવવાને એતો એવું એવું બોલ્યા કરશે ચાલો હવે તો આપણે પેલા આ-સોપાલવની છાયા નિચે બેશીએ; વળી પછી ફરીશું.

**શશિકળા**--જેવી સખીયોની ઇચ્છા ચાલો.

**ઈન્દુમતિ**—પરન્તુ સખી તું કંઇ ગાઈને આનંદ કરે ત્યારે.

**શશિકળા**—શું તને ગાયન નથી આવડતું ?

**મધુમતિ**—ના એમ નહીં આપણે વારા ફરતી ગાઈએ.

**શશિકળા**—પેહેલું ઇન્દુમતિ ગાય.

**ઈન્દુમતિ**--વારૂં હું. એવી ઇચ્છા છે તો તેમ, પછી કંઇ

(બધાં બેસે છે ને ઇન્દુમતિ ગાય છે.)

## ગાયન

(નાથ કેસે ગજ કો બંધ છોડાયો. એ રાગ.)

**પ્રભુ દેશને ડુબતો આ ઉગારો;**
**નાથ હાથ ગૃહીને અમારો. પ્રભુ દેશ. ટેક.**

ધરમ અમારો ભુલ્યા ભુલ્યા નિતી-માર્ગ હતો જેહ સારો.
ચાલી અનિતી પંથ પ્રવર્ત્યો માયામાં દેશ અમારો. પ્રભુ. ૧

આપ વિના ભવમાં ન વિદારક દોષતણો કો અમારો;
શર્ણાગત થઈ યાચીએ તમને ઇશ દયા કાંઇ ધારો. પ્રભુ. ૨

આ જગતમાં આધાર ન કોનો આશ્રય એક તમારો,
ભવ સાગરમાં બુડતા અમોને દાસ જાણીને ઉગારો; પ્રભુ
દેખા દેખી માત્ર કે'વા તણો આ દેશમાં ચાલે સુધારો,
સુક્ષ્મ રીતે જો વિચારી જુઓ તો ઉલટો વધે છે કુધારો. પ્રભુ
શું બુટ મોજા પેરાવી રામાને સંગે ફરાવ્યે સુધારો,
ના ના નથી એ સુધારો ધારો બાળા શીખે છે કુધારો. પ્રભુ

બોલ બેહેન મધુમતિ હવેતો તારો વારો આવ્યો.

**મધુમતિ**—સારૂં મને કંઈ નથી (ગાય છે.)

## લાવણી.

ઋતુ આવી વસંત વિલાસી જનોને માટે,
વિલાસ અતિ નવનવા માણુવા માટે—ટેક

નવનવાં પેરીને ફરે વસન જન ઝાઝા,
કો છીડે ડોલતા અતી મુકીને માઝા. ૨

કો રમે પ્રિયા શું રંગ રંગમાં રોળે.
કો કાઢી કેસરી રંગ રમંતા નીત્યે. ૩

રમતા એ રીતે રંગ હોંશને માટે,
ઋતુ આવી વસંત વિલાસી જનોને માટે. ૪

**શશિકળા**—ખરૂં છે બેહેન (એમ કહી જરાશોકમાં પડેછે.)

**ઇન્દુમતિ**—એમ કર્યે કાંઈ વળવાનું છે માથેથી વારી ઉતારીને જે કરવાનું હોય તે કર.

**શશિકળા**—(જરા ચીડાઇને) હું ક્યારે ના કહું છું કે એમ કરે છે.

**મધુમતિ**—(વચમાં.)

## હોરિ.

(બ્હાવરી બન આઇ. એ રાગ)

સખી ગયું શું કે' ઘસાઇ.
આમ જાયે ચીડાઇ—ટેક.

બોલવું એવું થયું તારૂં જ્યારે કે તેહમાં ન નવાઇ,
ચીડાઇ જઈ તેથી આમ કરે તે બે'ન સારૂં નહીં કાંઈ.
તેમાં તો નહી સરસાઇ—આમ જાવે. ૧

યોગ્યતા યોગ્ય ક્યારે ગણાયે જ્યારે ધરે નમ્રતાઇ,
ક્રોધ કર્યે નહીં માને કદીએ ઉલટું હાંશી કે'સવાઇ.
ત્યારે તો ગણાય મોટાઇ—આમ જાયે. ૨

**શશિકળા**—(શરમાઈ જઇને) સખી ક્ષમા કરજે મારો સ્વભા હમણાંનો લગાર બગડી ગયો છે તેથી મારા બોલવાથી ખોટું લાગ્યું હોય તો.

**ઈન્દુમતિ**—એતો બધું ઠીક છે તમે તમારી વારી પુરી કરોને એટલે થયું.

**શશિકળા**—લે બેહેન લે.

**ગાયન.**

(લખો લેખ લખાણું પ્યારા પ્યારી પ્રાણ તરફ આ એ રાગ.)

લ્યોને કાગળ કો પો’ચાડો મમ પ્રાણ ભણી આ–ટેક.

પ્રાણ પ્રિયે વણ સુખ સૌ નકામું છે;
લખીયો છે કાગળ માટે. મમ પ્રાણ ભણી આ. ૧

વાંચીને મન કાંઇ પ્રેમ કરે ને એ;
કે’ જઉ હું સુખ કરવા. મમ પ્રાણ ભણી આ. ૨

ઝુરી ઝુરી તન મમ ગયું છે તવાઇ;
અસ્થી છે તે પણ ચાલ્યાં. મમ પ્રાણ ભણી આ. ૩

સુખ સમે આવ્યા મમ પાસ ના પ્રિય જ્યાં;
ગણું ન સુખ હું જાઉ. મમ પ્રાણ ભણી આ. ૪

પણ હું કરૂં કેમ શક્તી ન તનમાં;
ઇચ્છું તેથી જીવ દમવા. મમ પ્રાણ ભણી આ. ૫

**ઈન્દુમતિ**—વાહ એવું થાય કે? આ આનંદના સમયમાં તે તું એ શું બોલી?

**શશિકળા**—બ્હેન જવા દે, તારી ચેષ્ટા હવે તો ઘણી થઇ.
**ઈન્દુમતિ**—હુંતો એ ગાયન માન્ય કરતી નથી.
**શશિકળા**—એટલે?
**ઈન્દુમતિ**—એટલે શું કાગળની વાત આવી માટે. અમે એવી રીતનું ગાયન ગાયું છે?
**મધુમતિ**—હશે ત્યારે બીજુ બોલ તને કાંઈ નથી આવડતું એમ તો નથી?
**શશિકળા**—પણ હું શેની બોલું.
**મધુમતિ**—એમ ન બોલીશ, હું બે બોલી છું,

**શશિકળા**— **ગાયન.**

(કહું શું નશીબે દુખીયો કીધો છે એ રાગ)

બે'ની સ્થિતી આ કર્મે કરી છે,
સુધ બુધ તો સુદર્શને હરી છે. બે'ની ૧

વાત સુણી તે દિનથી થઈ છું.
શ્રવણાનુરાગીને ઘેલી બની છું. બે'ની ૨

માટે પ્રિયે કંઇ કૃપા કરીને
દર્શન દ્યો ઝટ દાસી ગણીને બે'ની. ૩

**ઈન્દુમતિ**—(વચમાં) જો વળી એવી ને એવીજ બોલી ખરી; એ કેમ માન્ય થશે?
**શશિકળા**—ગમે તેમ હોય પણ હવે તું બીજીવાર ગાય

નહીં ત્યાં સુધી હું વાત માનવાની નથી.

**મધુમતિ**—વારૂં એ ગાય, પછીતો તું ગાઇશ કની.

**શશિકળા**—હા તમારી ઇચ્છા મારી પાસે તણુ ગવરાવ-
વાની હશે તો હું નિરૂપાય છું.

**ઇન્દુમતિ**—સાંભળ ત્યારે. ( ગાય છે)

## ગાયન.

(મારી શીખામણ માન. એ રાગ)

પ્રેમે પ્રભુ ભજ બે'ન સાહ્ય એ તુજ આવશે રે. ટેક.
એનીજ પ્રિતી કરવી છે સારી;
આ ભવની મોઝાર. સાહ્ય એ તુજ આવશે રે. ૧
સંસાર સાગર છે દુઃખદાઈ;
બે'ની જાણુ અપાર. સાહ્ય એ તુજ આવશે રે. ૨
તરવો ઘટે ઇશ મારગ સાઈ;
થાયે પીડ ન લગાર. સાહ્ય એ તુજ આવશે રે. ૩

ચાલ સખી શશિકળા બોલ હવે પણ જો જે
પાછું ફરી ગાવું ન પડે.

**શશિકળા**— ગાયન.

(પુજુ ગુણપતીના પાય પુજુ અંબાની પાવડી રે. એ રાગ)

બે'ની ગાઉં શું સુખ, સુખ કાંઈ મળે નહીં રે;
થાતાં પ્રેમીની યાદ, યાદ ગાંણું રહે નહીં રે. ૧

ભમું ભ્રમણામાં બે'ન, રે'ન સારી હું એહની રે;
પડે દિને ન ચે'ન, ચે'ન પડે ક્યમ કેહની રે. ૨

રટે રટના પણ એહ, તેહ મનમાં ધરે નહી રે;
ભય પામું લગાર, વ્હાર શું એ કરે નહીં રે. ૩

મળવા માટે આ મન, તન તલસે અતી ઘણું રે.
સખી આવે જો કંથ, પંથ ભૂલી ઘેલી બનું રે. ૪

(એટલીજ ગાઇને સખેદ થઈ અટકી જાયછે ને થોડી વારે)

સખીયો ચાલો હવે લગાર પેલા ચંપક નીચે જઇ પુષ્પો વિંણીએ ત્યાં શીળો પણ સારો છે (ચંપક નીચે જાય છે).

**શશિકળા**—સખીયો આ ચંપકનું વૃક્ષ જોયું ? આહા ! શું સરસ ખીલ્યું છે ( માર્ગ ભણી દ્રષ્ટી પડતાં એક બ્રાહ્મણને ઉતાવળો જતો જોઇ) સખીયો પેલા કોઇ દ્રીજરાજ ઉતાવળા ઉતાવળા ક્યાં જતા હશે વારૂ ?

**ઇન્દુમતિ**—હશે જ્યાં જતા હશે ત્યાં આપણે તેમનું શું કામ છે સખિ?

**શશિકળા**—તેમને બોલાવો તો ખરાં, આપણા પૂજ્ય છે માટે વંદન કરવું ઉચિત છે.

**મધુમતિ**—(બોલાવે છે) મહારાજ અહીં પધારો (કૃષ્ણશર્મા પ્રવેશ કરે છે ને બધાં નમન કરે છે)

**કૃષ્ણશર્મા**—કલ્યાણ.

**શશિકળા**—દ્વીજરાજ! ક્યાંથી અને શે અર્થે આમ પધારવું થયું ?

**કૃષ્ણશર્મા**—હે કુવરિ ચિત્રકુટના પવિત્ર પ્રદેશમાં આવેલા મુની ભારદ્વાજના આશ્રમેથી સ્નેહીનાં અને કાશી વિશ્વેશ્વરનાં દર્શનને માટે મારૂં આમ આવવું થયું છે. કમળાક્ષિ! પુછવાનું શું પ્રયોજન છે વારૂં ?

**શશિકળા**—દ્વીજરાજ સહજજ વારૂં કૃપા કરી જણાવશો કે મુનીરાજના આશ્રમમાં વર્ણન કરવા યોગ્ય, સર્વ લોકમાં ઉત્તમ અને વિશેષે કરી અવલોકન કરવા જેવું શું છે ?

**કૃષ્ણશર્મા**—રાજકુવરિ! સાંભળવાની ઇચ્છા છે તો સાંભળો. એ આશ્રમમાં કોશલ દેશમાં આવેલી અયોધ્યા નગરીના અતિ બળવાન અને પ્રતાપી મહારાજા ધ્રુવસંધિનો પુત્ર છે કે જે આ સૃષ્ટીમાં રતીને ઈર્ષા કરાવે એવો, જેનું દર્શન સર્વ પુરૂષોમાં સર્વોત્તમ અને સુંદર હોવાને લીધે સુદર્શન એવા યોગ્ય નામે ઓળખાય છે; ને વળી સૃષ્ટિ નીયંતા બ્રહ્માએ પણ સર્વ ગુણોનો સમૂહ એકઠો જોવાને અર્થે તે સર્વનો સમાવેશ તેનામાંજ કરેલો છે. વિદ્યા દેવિ સરસ્વતીએ જો આ સૃષ્ટીમાં પોતાની કૃપા કોઇને પણ બતાવી હોય તો તે તેના

માંજ છે. આ ભૂમિમાં જન્મ પામેલાં, જેનાં તે ઓએ દર્શન કર્યાં નથી તેનાં નેત્રો અત્યંત નિ-ષ્ફળ છે એમ હું માનુંછું ઈશ્વરે આ ભૂમિમાં સર્વની જોડ બનાવી છે માટે.

## અનુષ્ટુપ.

કુમાર યોગ્ય છે માટે ભર્તા તારો ઘટે થવો;
મણિ હેમ સમો યોગ ઇશે કીધો તું એહનો. ૧

કલ્યાણ થાવ હવે હું જાઉં છું. (જાય છે)

**શશિકળા**—(આ બધો સમય નીચું જોઈ રહી હતી તે) સખીયો શું દ્વીજરાજ ગયા?

**મધુમતિ**—હા સખિ.

**શશિકળા**—(નિશ્વાસ નાંખતી) એટલામાં જતા રહ્યા?

**ઈન્દુમતિ**—સખિ! પણ હું ધારૂં છું કે તારા પુછવાનો બધો સમાવેશ તેમણે તેમના વૃત્તાંતમાં કરેલો છે કેમ સખી મધુમતિ ખરૂં કેની?

**શશિકળા**—(વચમાં)

## ગીતિ.

જ્યમ જ્યમ શ્રવણ કરૂં છું કિર્તી ત્યમ ત્યમ વધે અનુરાગ.
પ્રિતમ પ્રિતીમાંહી પણ કરૂં શું કે' સખિ છું દુરભાગ્ય. ૧

**મધુમતિ**—હા બે'ન પણ આ શશિકળા જોને કરે છે તે?

**ઇન્દુમતિ**—સખિ આમ છેક શું કરે છે સૌ સારાંવાનાં થશે.

**શશિકળા** **તોટક છંદ.**

સખિ ધીરજ શી રિત રાખિ શકુ,
મન હાથ મહી નહી રાખી શકું;
ઘડિમાં મન માહરૂં હર્ષ ધરે,
ઘડિમાં વળી દુ:ખ અપાર ધરે. ૧

પળમાં પ્રિયના હું વિચાર કરૂં,
પળમાં મળવા તણી આશ ધરૂં;
પળમાં પ્રિત મોદ ધરી હું ફરૂં,
પળમાં પ્રિતથી હું પિડાઈ મરૂં ૨

**મધુમતિ** **ગાયન.**

(વણઝારાનો રાગ)

વાત ખરી એ તાહરી બે'ન મારીરે,
પણ અકળાએ કેમ થાય સીદ્ધિ તારીરે. ૧

માટે હૃદય વિચારીને બે'ન મારીરે,
ધર ધીરજ કે ઝટ થાય સીદ્ધિ તારીરે. ૨

શોક ટળે નહીં કાંઈએ બે'ન મારીરે,
નથી હાથમાં તુજકે થાય સિદ્ધિ તારીરે. ૩

**શશિકળા** **લલીત છંદ.**

**હૃદય આ ચહે ભેટ નાથની,**

અરર તે કહાં સુખની ઘડી;
સુઝતું છે નહીં શું કરૂં હવે,
સુચવ બે'નડી જે તને સુઝે. ૧

હૃદય પ્રિતથી છે સીવૈ ગયું,
રૂધિર માહરૂં છે તવૈ ગયું;
મલમથી ન તે ઘા રૂઝાયરે,
શિતળ લેપથી લોહિ થાયરે. ૨

માટે સખીયો હવે તો કાંઈ ઉપાય કરો તો સારૂં મારાથી આવી વાત લાજ તજી માતાજીને કહેવાતી નથી બાકી આજ સવારે તેઓએ મને મારા હર્ષનું કારણ ઘણીવાર પુછ્યું.

**ઈન્દુમતિ**—સખી તેતો તારી વતી અમે તેમને કહીશું પણ તું આમ ઉતાવળ કરે તેતો ઠીક નહીં. આવાં કામ ધીરાં થવામાં વધારે લાભ છે કારણ તેમાં આખો જન્મ ગાળવાનો છે.

**શશિકળા**—સખી તારી શિખામણ માનવા યોગ્ય છે તે હું સારી પેઠે સમજું છું પણ પાપી પ્રેમ મારા તે વિચારો ફેરવી નંખાવે છે.

**મધુમતિ**—પ્રેમાશક્ત થવું એ વિદ્વાન્ વનિતાઓને છાજતું નથી આપણે તો તેના ઉપર દાબ રાખવો જોઇએ.

**શશિકળા**—તેતો ખરૂં પણ વિચારની બેહેન તેના ઉપર

કોણુ જય મેળવી શકયો છે? બ્રહ્મા સરખા શ-
ક્તિમાન્ ન થયા તો પછી મનુષ્ય કોણુ માત્ર?
માટે:—

**ઈન્દુમતિ**—માટે શું અમે તે વાત પ્રસંગ આવ્યે રાજ-
માતાને કહીશું તારે ચિન્તા કરવી નહીં.

**શશિકળા**—(તેને ગળે વળગી પડી) સખીયો હું તમારે-
જ આશરે છું ને આ તમારા આશા જનક શ-
બ્દ ઉપર તે મંગળ દિવસ ગણુતી રહીશ માટે
ચુકશો નહી.

**મધુમતિ**—સખી તને અમારો વિશ્વાસ નથી?

**શશિકળા**—ના આઠે અંગે છે પણુ આ મારું અધીરૂં
હૃદય મને એમ કરાવે છે.

**ઇન્દુમતિ**—સખી એટલી બધી અધીરાઇ રાખીયે નહી
તો જોની.

## દોહરા.

અધીરાઇ રાખ્યા થકી થાયે ભ્રમણા મન,
તે ટળતાં પાંમે નહી મંન લગારે તાન. ૧

**શશિકળા**—એ'ન હું શું કહું.

## ગીતિ.

રાત ગઇ વિચારે મન ઠર્યું ના લગીર કો વાતે,
રાત બીજી થૈ તોયે શાન્ત થયું ના સખિરી મન આજે. ૧

**મધુમતિ**—સખી આ પુષ્પલતાઓ જોઇ કે ? કેવી ખી-
લી રહી છે

**શશિકળા**—એમાં શું જોઉં સખી એવું જોયાથી મારૂં
મન શાન્ત થવાને બદલે ઉલટું વધારે બળે છે.

**ઇન્દુમતિ**—સખિ મન બાળ્યે કાંઇ શાન્તિ થાય છે વારૂં ?

**શશિકળા**—ઇન્દુમતિ તારો સ્વભાવજ એવો રહ્યો શું
તું નથી જાણતી કે એથી શાન્તિ થાય. તે મને
પુછે છે ?

**ઇન્દુમતિ**—હું તો જાણું છું પણ તું નથી જાણતી એમ
સિદ્ધ થાય છે બાકી જાણતી હોય તો તો બળા-
પો કરે નહીં.

**શશિકળા**—સખિ અનુભવ થશે ત્યારે જણાશે હમણાં
તને શું કહું.

**મધુમતિ**—શશિકળા આ જાઈ ને જુઇના મંડપો જો-
યા કે અત્યારે કેવા ખીલી રહ્યા છે. અહા શું
શોભી રહ્યા છે જાણે શ્વેત ચાદર પાથરી હોય-
ની શું એ પ્રમાણે પ્રકાશિત થયેલાં પુષ્પોથી
આભાસ થાય છે.

**ઇન્દુમતિ**—સખી તું ગમે તે કહેની તેથી શશિકળાના
મનમાં તેનો વિચાર આવવાનો છે ? એનું મન
તો પેલા કુમારમાંજ લાગી રહેલું છે. એટલે આ-

પણી વાત એને લગારે મનમાં ઉતરતી નથી અને ઉતરવાની હમણાં છે પણ નહી.

**શશિકળા**—સખિયો એમ બોલી મને બજેલીને શું કામ બાળો છો. વારૂં મેં તમારી કઇ વાત મનમાં ન લીધી કે એમ બોલો છો? (એટલામાં દાસી પ્રવેશ કરી નમન કરીને).

**વસુમતિ**—બેહેન ચોધરી કહે છે કે મશાલ લાવવી હું ભુલી ગયો છું માટે સુર્યાસ્ત પેહેલાં પાછાં ફરાયતો વધારે સારૂં.

**મધુમતિ**—સખી વાત ખરી છે માટે હવે આપણે જવું જોઇએ સમય બહુ થયોને રાજમાતા પણ વાટ જોતાં હશે.

**શશિકળા**—બહુ સારૂં ચાલો (દાસીને) જા રથ લાવવાને માટે કહે અમે આવીએ છીએ જો અલી આણેલી પેટી લેવાને ભુલતી ના.

**વસુમતિ**—વારૂજી (એમ કહી વંદન કરી જાય છે.)

**ઇન્દુમતિ**—ચાલો સખિયો આપણે આ મદનમહાલના મંડપ ભણી થઇને જઇએ (સર્વ ચાલે છે.)

**મધુમતિ**—વાહ! આ રચના જોવી રહી જાત તો! સખિ શશિકળા જોયું?

**શશિકળા**—શું જોઉ સખી.

## વસંતતિલકા છંદ.

આ ખીલિયો મદનમાલ સુમાલતી શું,
આ ગંધરાજ ગરવો ગુણી કામની શું.
આ આમ્રને વલગી વેલડી જો ચડંતી,
છે એ'ની મુજ હમણાંની દશા પડંતી— ૧

(નેપથ્યમાં) લ્યો ચાલો સત્વર હવે તો જવું જોઈએ.

( સર્વ રથમાં બેસે છે. )



# પ્રવેશ ૫ મો.

## સ્થળ શશિકળાનું મન્દિર.

(શશિકળા ને પછીથી ગજ્ઞુમતિ તથા ઇન્દુમતિ.)

**શશિકળા**—અમે વાળુ કરીને તરત આવીશું એમ કહી ચંપક વનમાંથી આવતાં રસ્તામાંથી ચાલી ગયેલી સખીયો અદ્યાપિ આવી નહીં તેનું શું કારણ હશે? લાવ દાસીને મોકલી ખબર તો કઢાવું (મંચ ઉપરથી ઉઠી ચાલવા જાય છે પણ ગાત્રો શિથિલ થઇ જવાથી ચાલી શકાતું નથી તેથી)

### વસંતતિલકાછંદ.

છાજે ન પાય તમને થવું આવું દીન,
જોતા ન શું તરફડું વિણ નીર મીન;
ચાલો ટરો ન જરિએ થઇ શક્તિ હીણ,
આવી નથી ખબર જ્યાં સુધી નાથનીજ. ૧

(છેવટ ન ચલાવાથી મંચ ઉપર બેસી દાસિને બોલાવે છે) દાસિ? (દાસી પ્રવેશ કરી નમન કરીને)

**વસુમતિ**—આજ્ઞા.

**શશિકળા**—આપણે ચંપક વનથી આવ્યાં તેવારે અમે વાળુ કરીને સત્વર આવીશું એમ કહી ગયા છ-

તાં મધુમતિ અને ઇન્દુમતિ બેઉ અદ્યાપિ આ-
વ્યાં નહીં માટે લગાર એમને ત્યાં જઇ આવની!
કે કેમ આવ્યાં નહીં વારૂં ?

**વસુમતિ**--(નમન કરી) જેવી આજ્ઞા. (જાય છે.)

**શશિકળા**—(કાંઇ કળ વળતી નથી તેથી) લાવ એમના
આવતા સુધી આ સરોવરના તીર ઉપરજ બેસું
જો કાંઈ નીરાત વળે તો. (બેસે છે પણ કળ ન
પડવાથી) અરેરે! આ ચંદ્રમાએ તો મને શાન્તિ
ન કરતાં વળી વધારે મોહોત્પત્તી કરી હવે હું શું
કરૂં અને આ મારા મોહતર્કમાં ભ્રમિત થયેલા ચં
ચળ મનને કેમ સ્થિર કરૂં (આમ બોલતાં બો-
લતાં સરોવરના પદ્મમાં સપડાઈ ગયેલા ભ્રમરનો
ગણગણાટ કાને પડવાથી બોલી ઉઠે છે કે.)

## શિખરણી છંદ.

કિધો છે પોતાના ઉદર મહિ બંધ ભ્રમરને,
જતો રે'શે જાણી જયમ નિલિનિ એ તેમ તમને;
કરૂં હું એ બંધ લગિરપણ ક્યાંના દઉ જવા,
મળો તો તો વ્હાલા સુદરશન શું દૌ ચસકવા. ૧

(સખીયો પ્રવેશ કરે છે.)

**ઇન્દુમતિ**—સખિ શશિકળા કોને બંધ કરે છે અને શે
અપરાધે?

**શશિકળા**—કોને ચોરને બીજા કોને.

**ઇન્દુમતિ**—સખિ ક્યાં છે તે ચોર અને એણે શાની ચોરી કરી છે તે તો કહે?

**શશિકળા**— ગીતિ.

ચોરે ચોરી લીધું છે ચિત્ત અને વળી નથી નિકટ પોતે;
આઘેથી દમનારો દેખાડત સખી સમીપ અહિં હોતે. ૧

**મધુમતિ**—સખિ શશિકળા આ શું? શાન્ત થઇ વાત તો કર. એતો ઠીક થયું કે અમે હતાં પણ અન્ય કોઈ હોત તો તારી આ સ્થિતિ જોઇ શું ધારત?

**શશિકળા**—સખીયો વારે વારે મને શું પુછો છો શું મારી સ્થિતિ મારી વય અને મારા શરીર પરથી તમે નથી સમજી શકતાં?

**ઇન્દુમતિ**—સખિ અમે તો માત્ર.

**મન્દાક્રાન્તાછંદ.**

ચેષ્ટા ચાળા શિખતી વદવા જાય છે બોલ મર્મી,
દેખુંછું હું વળી નવ નવા અંગ સંસ્કાર કર્મી;
દાડે દાડે પ્રિય સખિ ઘણી થાય છે તું રૂપાળી,
અંગે રંગે ભરપુર મદે જાય છે તું ભરાતી. ૧

**એ સિવાય બીજું તો કાંઇ સમજી શકાતું નથી.**

**મધુમતિ—સખિ એના યદવા તદવા બોલવાથી તું મન-**

માં કાંઇપણ શંકાઇશ નહીં હો? તારે કહેવાનું
હોય તે સુખેથી તું મને કહે.

**શશિકળા**—(ગદ્ ગદ્ કંઠે) સખિ શું કહું ભારદ્વાજ આ-
શ્રમવાસીને.

**સ્વાગતા.**

દેહમાં શ્રવણથી મમ જેના
છે વિકારજ થયો વળી એના
જ્ઞાનને ન રસના જન જાણે
ન્હે શું હોય પીડતો સ્મર તેને. ૧

હવે હું શું કરૂંને ક્યાં જાઉં કે મને શાન્તિ વળે
બેહેન.

## ગીતિ.

સ્વપ્ને મેં જોયેલો રાજકુંવર એ બીજા મદન સરખો,
વિરહાકુલ મમ કોમલ તન શકે છે મને મૂકી તનખો. ૧

**ઇન્દુમતિ**—સખિ તો લાવ તને શીતોપચાર કરીએ એ-
ટલે લગાર શાન્તિ વળશે (એમ કહી ચંદન આ-
દિ લેપ કરી ગુલાબજળ છાંટી કરી હાર વગેરે
તેને પેહેરાવે છે) કેમ સખિ હવે લગાર શાન્તિ
વળી?

**શશિકળા**—(તેને કોટે વળગી.)

### તોટક.

હરિચંદનના સખિ લેપ મને,
ગમતા લગિરે નથી તેમ અને;
શશિનાં કિરણો જ્યમ અગ્નિ બળે,
ફુલ હાર પડ્યા જ્યમ સર્પ ગળે. ૧

**મધુમતિ**—સખી ઇચ્છા હોય તો ચાલ પ્રાસાદમાં જઈએ જો ત્યાં લગાર શાન્તિ વળે તો.

**શશિકળા**—સખીયો આ મન એવું તો થઇ ગયું છે કે તેને.

### મન્દાક્રાન્તા છંદ.

પ્રાસાદે કે મધુર વનમાં વાવમાં કે ગિરીમાં,
પ્રાતઃકાળે દિવસ વિગમે દિન કે શર્વરીમાં;
સારાંસારાં સુખકર કર્યે સાધનો સારવારે,
કોટી રીતે સુખ ન તદપી પ્રાપ્ત થાયે લગારે. ૧

(લમણે હાથ દઇ બેસે છે.)

**મધુમતિ**—સખિ ત્યારે ચાલ લગાર સુઇ જા, કે તને સુખ થાય.

**ઇન્દુમતિ**—હા સખી ચાલ હું તને વાદિલ સાથે ગઈ ને આનંદ ઉપજાવીશ લે આ તામ્બુલ ખા કે શરી-

રમાં સ્ફુરતા આવે.

**શશિકળા**—સખીયો તમે કહેનાર કહી રહ્યાં.

### મત્તમયૂરછંદ.

મારા તેના દર્શનનો જ્યાં સુધી જોને
ત્યાં સુધી આનંદ મળ્યો ના નયનોને
શય્યા કે વાદિત્ર અને તામ્બુલ ગીત
કો માં મારૂં રીઝતું એ'ની નથી ચીત્ત— ૧

**ઈન્દુમતિ**—સખિ મધુમતિ હવે આપણે શા ઉપચાર કરીએ કે જેથી એને શાન્તિ વળે.

**મધુમતિ**—સખિ શું ઉપચાર સુચવું જો ની એને તો કશાથી શાન્તિ વળતી નથી સખી શું થાય છે?

**શશિકળા**— ગીતિ.

જાણે જઉ તે વનમાં એ શઠ નાયક સખિ જહાં રે' છે
પણ લાજુ કુળ લાજે અને વળી છું પીતા તણે શર્ણે ૧

**ઈન્દુમતિ**—જ્યારે એટલું બધુ સમજે છે ત્યારે આમ શું કરે છે બેહેન?

**શશિકળા**—સખિ શું કરૂં શો ઉપાય જુઓને મારી આટલી વય થયા છતાં પીતાજી કે માતાજી મારા વિવાહની કે સ્વયંવરની વાત પણ ઉચ્ચા રે છે?

**મધુમતિ**—સખિ સ્વયંવર કેમ કામનો નથી વારૂં.

**શશિકળા**—સખિ એટલાજ માટે કે આ તન તો મેં એ તપોવનવાસી રાજકુમાર સુદર્શનને અર્પણ કરી દીધું છે તે હવે બીજાને અર્પણ કરનાર નથી.

**ઇન્દુમતિ**—સખિ ભુલે છે સ્વયંવર થાય તોતો બહુ સારૂં કે જેથી અન્ય સમૃદ્ધિવાન રાજાઓ અને રાજકુંવરોમાંથી તારે યોગ્ય ખોળી લેવાની તક મળે.

**શશિકળા**—સખિ તું ગમે તેમ ચેષ્ટા કર પણ.

## માલિની છંદ.

શુરવિર વળિ શાણા, હો ઘણાએ રૂપાળા,
અવર નૃપ કુમારો, મોટી સમૃદ્ધિવાળા;
પણ મમ મન હંસે તો કીધો છે નિવાસ,
સુદરશન મૃણાલે જૈ ભિડી પ્રેમ પાશ ૧

**મધુમતિ**—સખિ શશિકળા ચાલ હવે તો મ્હેલમાં જઈ લગાર આરામ લઇએ કારણ કે ઘણી રાત્રી ગઈ, અને તારૂં શરીર એક તો ઠીક નથી તેમાં વળી ઉજાગરો થાય ને તે પણ જોઇએ તે કરતાં વધારે તો તેમાં વધારો થશે તે ઠીક નહી.—

**શશિકળા**—સખિ ઉજાગરાની વાત તો કરવીજ નહીં આ નેત્રોએ નિદ્રાનો ત્યાગજ કર્યો છે પણ.

**ઇન્દુમતિ**—એ પણ બધુ જવા દે મેહેલમાં ચાલ બેહેન સૌ સારાંવાંનાં થશે તને કેટલીવાર હવે કહું.

**શશિકળા**—(સખેદ) જ્યારે તમારી બેઉની એવીજ ઇચ્છા છે તો ચાલો પણ સખીયો આ નેત્રો નિદ્રા વશ થવાનાં નથી.

(સર્વ જાય છે)



# પ્રવેશ ૬ ઠો.

## સ્થળ ઋષિ આશ્રમ.

ભારદ્વાજ સુદર્શન અન્ય તપસ્વિયો અને પછીથી

શૃંગવેરપુરનો રાજા દુર્દર્શી.

**ભારદ્વાજ**—વત્સ! સુદર્શન મારા ધારવા પ્રમાણે હવે તારે એકે ગ્રંથ અવલોકન કરવાનો રહેલો નથી અને તેવો તારો અભ્યાસ જોઇ હું બહુ પ્રસન્ન થયો છું. મારા આશ્રમમાં આજ પર્યંત એકે વિદ્યાર્થી તારા જેવી સ્મર્ણ શક્તિવાળો આવ્યો નથી તેથી તેં મારા આશ્રમને શોભાવી મુક્યો એમ હું માનું છું.

**સુદર્શન**—પીતાજી એ સર્વ આપની કૃપાનું ફળ છે અને શ્રી જગદંબાની સાહ્યે હું તેમાં ફાવ્યો નહીં તો માણસનું શું ગજું! આપે જે વિદ્યાદાન મને આપ્યું તે માટે હું આપનો કોઇ પણ રીતે આભાર ભુલવાનો નથી એ શિવાય બીજુ મારાથી આ સ્થિતિમાં શું થઇ શકે તેમ છે.

**ભારદ્વાજ**—વત્સ! ધૈર્ય રાખ.

**અનુષ્ટુપ.**

હવે પુર્વ તણી તારી વત્સ પ્રાપ્ત સ્થિતિ થશે
ત્વરાથી, ધૈર્ય તું ધાર ઇશ્વરી જો કૃપા હશે?

**સુદર્શન**—(નમન કરીને).

**અનુષ્ટુપ.**

આશિર્વાદે સ્થિતિ જાણું ત્વરાથી પ્રાપ્તતો થશે
વિના સાચે બીજા કોની સાહ્ય જો દેવીની હશે?

કારણ કે દેવીની કૃપા અને આપના આશિર્વાદ આગળ હું કાંઇ પણ અશક્ય ધારતો નથી.

**અન્યતપસ્વિયો**—અહા શું કુમારનું પાન્ડિત્ય યથાર્થ કહ્યું કુમાર અમે તો સર્વે આપની વિદ્વત્તાથી બહુજ સંતોષ પામીએ છીએ.

**સુદર્શન**—મહારાજો! આપ સર્વના જ્ઞાન આગળ આ કિંકરનુ જ્ઞાન કાંઈજ નથી એમ છતાં આપ એમ કરો છો એ આપ સર્વની મહત્તા છે.

**તપસ્વિયો**—મહારાજ અમો આપને સારૂં લગાડવાને કહીએ છીએ એમ નથી પરંતુ જે યથાર્થ છે તેજ કહીએ છીએ અમે ઘણાક રાજાઓ અને કુમારો જોયા છે પરંતુ આપની તુલના કરી શકે તેવો અદ્યપિ અમારા જોવામાં તો આવ્યો નથી.

**ભારદ્વાજ**—યથાર્થ છે તમારૂં સર્વનું બોલવું તપસ્વિયો યથાર્થ છે અને તેથીજ મને પણ અત્યાનંદ થાય છે (એટલામાં એક વિદ્યાર્થી પ્રવેશ કરે છે)

**વિદ્યાર્થી**—કૃપાસિંધુ બહાર શૃંગવેરપૂરના રાજા દુર્દર્શી આવેલા છે તે આપનાં દર્શન ઇચ્છે છે.

**ભારદ્વાજ**—તેમને પ્રવેશ કરાવો.

**વિદ્યાર્થી**—જેવી મહર્ષિની આજ્ઞા. (જાય છે અને પ્રવેશ કરાવે છે.)

**દુર્દર્શી**—મહાતપસ્વિમુનીભારદ્વાજ હું આપને અને અન્ય તપસ્વીયોને દંડવત્ પ્રણામ કરૂં છું અને સુદર્શન આપને પણ મારા ઘટીત સ્વિકારવા વિનંતી કરૂં છું.

**ભારદ્વાજ તથા અન્યતપસ્વિયો**—દીર્ધાયુભવ નૃપતિ.

**સુદર્શન**—(વંદન કરી) પધારો (આસન આપે છે)

**ભારદ્વાજ**—ક્યાંથી પધારવું થયું રાજન્?

**દુર્દર્શી**—ઘણા દિવસથી આપનાં દર્શન કર્યાં નહોતાં તેથી આજ તે લાભ લેવા આમ આવ્યો.

**ભારદ્વાજ**—બહુ સારૂં થયું. સુદર્શન તે દીવસે આપની, સાથે થયેલા સમાગમથી આપનાં બહુજ વખાણ કરતો હતો અને આપને એક વાર પાછો મળવા

ઇચ્છતો હતો તો તે લાભ આપે તેને અહીંજ આપ્યો.

**સુદર્શન**—અને તેને માટે હું તેમનો મોટો આભાર માનું છું પીતાજી.

**દુર્દર્શ**—મારા મનમાં પણ તે દિવસથી તેમને પાછા એકવાર મળવાની આકાંક્ષા હતી અને તેથી આજ આપના પવિત્રાશ્રમમાં થયેલા તેમના સમાગમથી હું કૃતાર્થ થયો પરન્તુ મહર્ષી મારી એક પ્રાર્થના છે જો આપ તે સ્વિકારવાને તેમને આજ્ઞા આપોતો.

**ભારદ્વાજ**—સુખેથી આપની પ્રાર્થના નિવેદન કરો જો તે યોગ્ય હશે તો તે સ્વિકારવા આજ્ઞા કરવા મને બાધ નથી.

**દુર્દર્શ**—કૃપાસિંધુ મારા તેમના ઉપરના પ્રેમની એધાંણીમાં યથાશક્તિ તેમને માટે એક સઘળા ઉપકરણો સહીત પતાકાથી શણગારી એક રથ આણેલો છે તેનો સ્વિકાર કરવા તેમને આજ્ઞા કરો તો હું આપની કૃપાદૃષ્ટિની પ્રસાદીથી કૃતાર્થ થયો એમ સમજીશ.

**ભારદ્વાજ**—(થોડીવાર વિચાર કરીને) વત્સ સુદર્શન રાજા દુર્દર્શનો એવોજ ભાવ છે તો હું તે તને સ્વિકારવાની આજ્ઞા આપુછું.

**સુદર્શન**—તાતનીજ આજ્ઞા પ્રેમ પૂર્વક મસ્તકે ચઢાવું છું અને રાજા દુર્દર્શનો મારા પ્રત્યેના પ્રમને સારૂ

કે હું અંતઃકરણ પૂર્વક આભાર માનુછું.

**દુર્દર્શી**—કુમાર એમ માં કહો. પ્રેમ અન્યોન્ય છે અને જ્યાં પ્રેમ છે ત્યાં આભાર માનવા જેવું કશું હોયજ નહી (પ્રતિહારને) જા અશ્વો સહવર્તમાન રથ અહીં લઇ આવ.

**પ્રતિહાર**—જેવી મહારાજની આજ્ઞા (જાય છે અને ચાર ઘોડાના રથ સહિત પ્રવેશ કરે છે) તે જોવા સારૂં સર્વે ઉઠે છે અને જોઇને)

**ભારદ્વાજ**—વિદ્યાર્થી આપણી પશ્ચિમ ભણીની અડાળીમાં છોડાવો.

**વિદ્યાર્થી**—જેવી મહર્ષીની આજ્ઞા (રથને છોડાવા સારૂં જાય છે)

**દુર્દર્શ**—મને હવે આજ્ઞા છે મહર્ષિ ?

**ભારદ્વાજ**—પ્રસાદ લીધા વિના જવાય નહીં (બીજા વિદ્યાર્થીને) કેમ સર્વે સાહિત્ય તૈયાર છે ?

**વિદ્યાર્થી**—હા કૃપાસિંધું સર્વે તૈયાર છે.

**ભારદ્વાજ**—વત્સ સુદર્શન રાજાને પ્રસાદ સારૂં લઈ જા.

**સુદર્શન**—જેવી પીતાજીની આજ્ઞા પધારીએ રાજન્.

(એમ કહી તેને લઈ જાય છે.)

**દુર્દર્શી**—(જતાં જતાં) આટલો બધો શ્રમ લેવો નહોતો જોઇતો.

**ભારદ્વાજ**—એમાં શ્રમ કહેવાય નહીં. (જાય છે)

**તપસ્વિયો**—કુમારને શ્રી જગદંબાની ખરેખરી કૃપા છે અનાયાસે સાધન કેવાં મળી આવે છે એજ એમનો ઉદયકાળ બતાવી આપે છે.

**ભારદ્વાજ**—દેવીની કૃપા આગળ શું અશક્ય છે?

(એટલામાં દુર્દર્શી અને સુદર્શન પ્રવેશ કરે છે.)

**સુદર્શન**—પિતાજી રાજાજી સહ હું આવ્યો છું.

**દુર્દર્શી**—તપોધન! હવે હું આજ્ઞા માગુ છું.

**ભારદ્વાજ**—કલ્યાંણ સુખેથી સિધારો.

**સુદર્શન**—પીતાજી રાજાજીને આશ્રમના દ્વાર સુધી વિદાય કરવા જવા આજ્ઞા માગુછું.

**દુર્દર્શી**—(વચમાં) એ શ્રમ સ્નેહને અંગે હોય નહીં.

**ભારદ્વાજ**—સુખેથી જઈ આવ.

**દુર્દર્શી**—ના કુમાર એમ થાય નહીં એ વિવેક મને હોય નહી એમ કહી જાય છે.

**ભારદ્વાજ**—હું ધારૂં છું આપણે આ આનંદાયી સમાચાર પુત્રી મનોરમાને આપવા જોઇએ.

**તપસ્વિયો**—યથાર્થ છે ભગવાનનું વાક્ય. આજ્ઞા હોય તો તેમને સમાચાર આપીએ.

**ભારદ્વાજ**—ના હવે નીત્ય કર્મનો સમય થવા આવ્યો છે તો ચાલો આપણે જતાં જતાં પર્ણકુટિમાં તેમને મળી કહીશું. વત્સ સુદર્શન તું જા અમે સર્વ પા-

છળથી આવીએ છીએ.

(સુદર્શન સર્વને પ્રણામ કરી જાય છે)

**સુદર્શન**—જેવી તાતની આજ્ઞા.

**ભારદ્વાજ**—તપસ્વિયો ચાલો હવે આપણે જઇએ પણ આ જોડેના ઉદ્યાનમાંથી થોડાં પુષ્પો લેતા ચાલો.

(સર્વ જાય છે)



# પ્રવેશ ૭ મો.

## સ્થળ મનોરમાની પર્ણકૂટી

(મનોરમા સુદર્શનને વિદલ્લ.)

**મનોરમા**—પુત્ર! કેમ આજ આટલી બધી વાર લાગી ? અને આટલી ત્વરા કેમ.

**સુદર્શન**--માતાજી શૃંગવેરપૂરના ભિલ્લાધીપતિ આવ્યા હતા તેથી લગાર વિલંબ થયો. ત્વરાથી એટલા માટે આવ્યો કે પિતા ભારદ્વાજ અન્યતપસ્વિયો સહવર્તમાન અહીં પધારે છે તે આપને નિવેદન કરવા.

**મનોરમા**--(સાનંદ) શું પીતા ભારદ્વાજ તપસ્વીયો સહવર્તમાન અહીં પધારે છે ?

**સુદર્શન**—હા માતાજી (વિદલ્લને) મંત્રિ આપણો બેસવાનો ઓરડો સ્વચ્છ કરાવ્યો છે કે નહીં વારૂ ?

**વિદલ્લ**—હાજી.

**સુદર્શન**--માતુશ્રી ત્યારે હું ત્યાં જાઉછું ને આપને પીતાજી આવશે કે તેજ સમયે મંત્રી પાસે જાણ કરાવીશ.

**મનોરમા**—હા પુત્ર સુખેથી જાય હું પણ પીતાજીને આવકાર આપવાને માટે આતુર છું તેથી તેમને આવતા દેખો કે સત્વર મને જાણ કરાવજો.

**સુદર્શન**—બહુ સારૂં માતાજી (મંત્રીને) મંત્રિ ચાલો હવે આપણે આગલ્યા ઓરડામાં બેશીએ કારણ કે ભારદ્વાજને આવવાનો સમય થયો છે (જાય છે.)

**મનોરમા**—લાવ હું પણ પુજનની સર્વે સામગ્રી એકઠી કરી રાખું (જાય છે)





# પ્રવેશ ૮ મો.

## [ સ્થળ સુદર્શનનો નિવાસ. ]

સુદર્શન વિદલ્લ અને પછીથી મનોરમા ભાર-
દ્વાજ અને અન્ય તપસ્વિયો.

**સુદર્શન**—મંત્રી આજવળી જગદંબાની કૃપાથી એક લાભ થયો છે

**વિદલ્લ**—શો વારૂં? (એવામાં મુનીને આવતા જોઈ) હું રાજમાતાને જાણુ કરૂં આપણે પછી તે વાત કરીશું.

**સુદર્શન**—હા સત્વર જાવ (જાય છે અને મનોરમા સહીત પ્રવેશ કરે છે ) માતા, પીતા ભારદ્વાજ પ- ધારે છે તેમને માટે પુજાની સર્વ સામગ્રી મં- ગાવી છે?

**મનોરમા**—હા દાસિ લઇને આવે છે એટલામાં પુજાની સામગ્રીલઇ દાસી પ્રવેશ કરે છે ને બીજી તરફ થી ભારદ્વાજ આદી તપસ્વિયો પણ પ્રવેશ કરે છે તેમને નમન કરે છે ને પુજા કરે છે.

**ભારદ્વાજ**—પુત્રિ તમારૂં સર્વદા કલ્યાણ થાવ.

**મનોરમા**—(હાથ જોડી) પીતાજી આપે કેમ શ્રમ લીધો કાંઇ કાર્ય હતું તો મને કેમ ન તેડાવી?

**ભારદ્વાજ**—પુત્રિ સંધ્યાનો સમય થવા આવ્યો હતો એટલે કહ્યું શિવાલયે જતાં જતાં મળતા જઇશું માટે ન બોલાવી.

**મનોરમા**—મારા ઉપર મોટી કૃપા કરી.

**ભારદ્વાજ**—પુત્રિ કુમાર સુદર્શનને આજ શૃંગવેરપુરના રાજા દુર્દર્શ તરફથી ચાર અશ્વવાળો પતાકાથી શણગારેલો રથ ભેટ મળ્યો છે, તે સમાચાર આપવા માટેજ અમારૂં સર્વેનું આજ અહીં આવવું થયું, આ એક જગદંબાની કૃપાનું અને ઉદયકાળનું ચિન્હ છે. (સુદર્શનને.)

## અનુષ્ટુપ.

રાજકુમાર થોડા તું દિવસોમાં પ્રતાપથી,
રાજ્યાવિચળ પાંમીશ નિશ્ચિંત સંશય નથી ?
રાજપુત્ર દિને થાડે મુક્ત થૈ તું અપાયથી,
પામશે રાજ લક્ષ્મીને ઇષ્ટદેવી પ્રતાપથી. ૧

**તપસ્વિયો**—યથાર્થ છે મુની ભારદ્વાજનું વચન જગદંબાની પ્રસાદીનાં આયુધો સાથે રથની ખોટ હતી તે પણ શૃંગવેરપુરના અધિપતિએ પુરી પાડી આ પણ એક ઉદય ચિન્હ સમજવું જોઇએ આહા શું રથ છે? ખરેખર તે સુદર્શનનેજ શોભે તેવો છે. (મનોરમાને.)

## અનુષ્ટુપ.

હે કલ્યાણિ હવેતારો પુત્ર પૃથ્વીપતી થશે.
કૃપાથી અંબીકા કરી દુઃખો તારાં નિવારશે ?

**મનોરમા**—પીતા ભારદ્વાજ અને અન્ય તપસ્વિયો એ સર્વ મહામાયા જગદંબાનો અને આપનોજ પ્રતાપ છે નહીં તો આ બાળક હજુ કાંઈ પણ જ્ઞાની નથી તેનું શું ગજુ એતે શી ગણતીમાં અને કોણ કે તે રાજપદવીને પાછી પાંમે તેની પાસે સૈન્ય નથી મંત્રી નથી ભંડાર નથી કે ઘોડાર નથી તેની પાસે રાજ્ય કે ( સલાહકાર ) શીખામણ દેનાર નથી કોઇ સાહ્ય ન કરેતો પછી રાજ્ય મેળવવાને યોગ્ય તે શી રીતે થાય? પરન્તુ આ આપ સર્વનો દાસ દેવી જગદંબાની સાહે અને આપ સર્વના આર્શિવાદે પૃથ્વીપતી થશે.

**તપસ્વિયો**—થશે એમાં સંદેહ નથી બ્રહ્મ વાક્ય નિષ્ફળ થયાં નથી અને થશે પણ નહીં.

**મનોરમા**—આપ સર્વના એ આશિર્વાદ એના ઉપર દેવી કૃપાથી ફળો એમ હું ઇચ્છું છું અને ફળશેજ કારણ કે આપ સર્વ મંત્ર જાણનારાઓમાં શ્રેષ્ટ છો તો પછી આપનાં વાક્ય અફળ જાય તેમ બનેજ નહીં.

**ભારદ્વાજ**—પુત્રિ મનોરમા હવે અમે સર્વ જઈએ છીએ

કારણ કે સંધ્યાનો સમય (તપસ્વિયો ભણી જોઇ-
ને) વ્યતીત થાય છે?

**તપસ્વિયો**—સત્ય છે પુષ્પાદી સામગ્રી લઇને વિદ્યાર્થીને
પણ શિવાલયમાંજ મોકલી દીધો છે માટે હવે
આપણે સત્વર જવું જોઇએ.

**મનોરમા**—પીતાજી તપસ્વિયો સહવર્તમાન સુખેથી સિધા-
વો (તેમને સર્વને પ્રણામ કરે છે.)

**ભારદ્વાજ ને તપસ્વિયો** } કલ્યાંણ કલ્યાંણ.

(જાય છે.)

**સુદર્શન**—માતાજી ચાલો હવે આપણે પણ જઇએ કેમ
કે વિલંબ ઘણો થઈ ગયો.

(સર્વ જાય છે.)



# પ્રવેશ ૯ મો.

## સ્થળ તપોવનમાંનો આશ્રમ.

મનોરમા અને પછીથી સુદર્શન.

**મનોરમા**—(એકલી) અહો મહામાયા આપની કૃપા અથાગ છે. માજી એ બાળકને જેવી રીતે આપે કૃપા દૃષ્ટિમાં રાખ્યો છે. તેવીજ રીતે નીરંતર રાખશો એટલીજ મારી આપના પ્રત્યે યાચના છે. હું એને આપનેજ આશ્રે મુકુ છું કેમકે એનું હવે આ સંસારમાં કોઈ નથી રાજપાટ નહીં મળે અને એ જીવતો રહેશે તોપણ આપની કૃપા છે એટલે એ દુઃખી થનાર નથી એટલી મને ખાત્રી છે ને તેથી હું મરી જઇશ તોપણ મોક્ષ ગતીને પામીશ. ભગવતિ! (એટલામાં સુદર્શન પ્રવેશ કરે છે તેથી બંધ રહી જાય છે.)

**સુદર્શન**—કેમ માતાજી શા વિચારમાં છો?

**મનોરમા**—પુત્ર કંઇ નહીં મુનીના વાક્ય ઉપરથી મારા મનમાં વિચાર આવ્યો કે હવે શું તું રાજા થઈશ?

**સુદર્શન**—માજી એવા વિચાર આપે મનમાં લાવવાજ નહીં એ સ્થિતિ કરતાં આપણી આ સ્થિતિ ઘણીજ ઉત્તમ છે જુઓ એ સ્થિતિમાં આપણે કેટલી બધી જંજાળ રાખવી પડે છે અને આમાં તેવી

જંજાળ કાંઇ પણ ન હોવાથી દેવી સ્તવન સારી રીતે લક્ષથી થાય છે.

**મનોરમા**—પરન્તુ પુત્ર આપણા ક્ષત્રીય ધર્મ પ્રમાણે પૂર્વ નું વૈર લેવું યથાર્થ છે તો તારે મનમાં આવા વિચાર રાખવા ન જોઇએ ગમે તે પ્રકારે યોજના કરી આપણા શત્રુનો પરાજય કરવો અવશ્ય છે.

**સુદર્શન**—માતાજી આ સંસારમાં આપણું કોણું સગુ છે અને કોણુ શત્રુ છે? કોઇજ નહીં. સારી રીતે વિચાર કરીએ છીએ તો સંસાર નિઃસાર છે તેમાં માયાએ કરીને ફલાંણો સ્નેહી ને ફલાંણો શત્રુ એમ લાગે છે પરંતુ સામગ્રી રીતે જોતાં કાંઇજ નથી તે પછી મિથ્યા માયામાં લુબ્ધ થઇને શા સારૂં મારૂં તારૂં રાખવું જોઈએ.?

**મનોરમા**—(સખેદ) એ સબંધી વાત સાચી પરન્તુ પુત્ર આત્મા જ્યારે તને એકવાર તારા પીતાના રાજ્યાસને અયોધ્યાપતિ થયેલો જોશે ત્યારેજ પ્રસન્ન થશે અને મુએ ગતે પણ જશે માટે તારે એ ઉદ્યોગ લાગ આવ્યે કરવામાં આળસ કરવું નહીં.

**સુદર્શન**—માતાજી આપ આમ ચિન્તાથી વ્યાપ્ત રહો તે કાંઈ સારૂં ન કેહેવાય જુઓને સમયાનુસાર સર્વે સારાંવાંનાં થશે એમ પંચ વાયકા છે તો તે

ઉપર આધાર રાખો જગદંબા સર્વે સારૂંજ કરશે.

**મનોરમા**—પુત્ર દેવીની કૃપા છે એમ હું સારી રીતે જાણું છું અને તેથીજ મારા મનને આનંદ માનું છું ને આશા પણ રાખું છું કે તે તેને સાહ્ય થશેજ થશે,

**સુદર્શન**—માતાજી આપ દેવી ઉપરજ આધાર રાખો તે સર્વે સારૂંજ કરશે હવે આપ ભોજનની તૈયારી કરો તો સારૂં કારણ સમય થઈ ગયો છે.

**મનોરમા**—પુત્ર દાસીને મેં સર્વે ગોઠવણ કરી રાખવા આજ્ઞા આપેલી છે તે તેણે કરી તો હશેજ પણ ચાલ હું જોઊં પછી તને બોલાવું (તેને ખેદ યુક્ત જોઇ જતાં જતાં) તું લગાર પણ ચિન્તા કરીશ નહીં મેં મારા મનમાંથી સર્વે ચિન્તા દુર કરી છે. (જાય છે.)

**સુદર્શન**—(માતાના ગયા પછી) કહેવું યથાર્થ છે પણ શું કરૂં જ્યાં સુધી તેવો સમય મળ્યો નથી ત્યાં સુધી તો તે વિષે કાળજી કરી શોચ કરવો તેમાં શો માલ તેથીજ માતાજીને હું ધૈર્ય આપવા ગયો પરંતુ તેથી તો ઉલટાં તેઓ તો શોકાતુર થયાં પણ દેવી મને સાહ્ય કરશે કેમકેઃ—

ઇંદ્રવજ્રાછંદ.

પ્રભાવવાળાં હરતા પીડાનાં
ભક્તોની વા'રે બહુધા જનારાં
કલ્યાંણ શાન્તી રૂપ જ્ઞાન અંબા
સર્વે ભુતોના મનનાં નિયંતા. ૧

દેવો વિષે ઉત્તમ વિષ્ણુ બ્રહ્મા
સ્તુતી કરંતા નહીં પાર પામ્યા
અલ્પજ્ઞ તો હું ગુણ કેમ ગાવા
શક્તિ ધરી દેવી શકુ તમારા. ૨

તેથી મારી આટલી વિનંતી ધ્યાનમાં ધરજો (દાસી પ્રવેશ કરીને.)

**સુમતિ**—(નમન સાથે) માતા મનોરમા આપની ભોજન માટે વાટ જુએ છે.

**સુદર્શન**—શું સમય થયો?

**સુમતિ**—હાજી અને માતાજીની આજ્ઞાથી હું આપને તેની જાણ કરવા આવી છું.

**સુદર્શન**—તો બહુ સારૂં ચાલો હું આવું છું.

(જાય છે)

**द्वितियो अङ्क समाप्त.**



# अङ्क ३ जा.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ રૂષીઆશ્રમનું ઉદ્યાન.

સુદર્શન અને પછીથી કૃષ્ણુશર્મા.

**સુદર્શન**—અહો શી વસંતની રમણીયતા છે.

**સ્ત્રગ્ધરા છંદ.**

દીસંતાં આ તરૂઓ નવિન કુપળે ફુલને મ્હોરવાળાં,
ચારે પાસે ખીલ્યાં આ નુતન ફુલડાં વાસ વાળાં રૂપાળાં.
વ્હાયે વાયુ સુવાસી ગૃહણ કરીને વાસ ફુલોની સાર,
જોતાં જે આંખ ઠારી મનુષ જનને થાય આનંદકાર ૧

(વળી બીજીમેર તરૂઓની ઘટામાંથી કલોલ ધ્વની કાને પડવાથી)

**મન્દાક્રાન્તાછંદ.**

બુલબુલોના મધુર સ્વર આ મંડપોમાંથી આવે,
સારીકાના વળિ તરૂથકી વંનને આ સુહાવે.
સુણું છું હું ઘડિક ઘડિએ શોર શું મેનકાનો,
કે એ તે છે તરૂ ઉપરના શુક કે સુડલાનો. ૧

**અહા સૃષ્ટીની લીલા કાંઇ અન્ય રીતની છે.**

(એટલામાં કૃષ્ણશર્માને આવતો જોઇ) આવો ભાઈ કાશીપુરીથી ક્યારે પધાર્યા?

**કૃષ્ણશર્મા**—આવ્યો અને લગાર એક ઠેકાણે જવાનું હતું ત્યાં જઇ આવી પછી વિચાર્યું કે મિત્ર વર્ય પાસે જઇ આવું તેથી અહીં આવ્યો કેમ માતાજી સુખી છે.

**સુદર્શન**—તેઓ આનંદમાં છે કેમ આપને તો ત્યાં કંઇ બહુ દિવસ થયા.

**કૃષ્ણશર્મા**—એતો જાણો છો કેની કે "ગામ ગયું સુતું જાગે" ત્યાં વળી સગાં સંબંધીના આગ્રહે બે દિવસ વધુ રેહેવું પડ્યું કેમ આપ આજ અહીં નિકળી આવ્યા છો?

**સુદર્શન**—સહજ એકલો હતો ને જીવને કાંઈ ગોઠ્યું નહીં એટલે પછી અહીં આવ્યો ને હજુ બેઠો નથી એટલામાં આપ પધાર્યા ચાલો સારૂં થયું હવે જીવને લગાર આનંદ થશે.

**કૃષ્ણશર્મા**—પણ આજ.

## શાર્દુલવિક્રીડીત છંદ.

શોકે કેમ દીસે પ્રિયે તુજ તણી મુખાકૃતી ક્ષીણ આ.
ગાત્રો જે સ્ફુરતા ધરી વિચરતાં તે કેમ છે સ્તબ્ધ આ
ભાસે કાંક વિચિત્ર તુજ ચિતમાં માને ન માને કદા
ન્હૈ તો થાય ન છેક આમ ગગળો હું જાણું છું સર્વદા ૧

**સુદર્શન** **શિખરણી છંદ.**

પ્રભાતે રાજાની કંઇક થઇ વાતો ગુરૂ કને,
વિચારો આવ્યા ત્યાં પ્રથમ સ્થિતિ કેરા પ્રિય મને;
નથી બીજુ કાંઇ પીડિત મન થાવા પ્રિય સખા.
રખે તું વ્હેમાતો મુખડું મુજ દેખી ક્ષિણુ સખા. ૧

**કૃષ્ણશર્મા**—ભાઇ ગીતાનું વાક્ય શું ભુલી ગયા? કે

**અનુષ્ટુપ.**

શોકાયોગ્ય કરવાને એવો તું શોક છે કરે,
મુવા કે જીવતા કેરો પંડીતો શોક ના ધરે. ૧

માટે એ વિષે શોચ શું કરવો. ઇશ્વરે જે સ્થિતિ આપી તેમાંજ શાંણાએ ધૈર્ય ધારવું એ ઉત્તમ છે અને તેમાંથીજ સારૂંજ થાય છે.

**સુદર્શન**—પ્રિયમિત્ર એ સર્વ સત્ય છે.

**શાર્દુલવિક્રિડિત છંદ.**

જાણું છું સહુ એ સખા મન મહીં તોયે ન શાન્તી વળે,
ચીંતારૂપી ચિતા મહીપડિ સદા આ ચીત્ત મારૂં બળે;
સુઝે નાહી ઉપાય શો કરૂં હું તે કે રાજ્ય પાછું મળે,
ને કીર્તી ગયલી સખા કુળ તણી પાછી મળે શી કળે. ૧

**કૃષ્ણશર્મા**—તેને માટે વિદ્વાન થઇને

### વસંતતિલકા છંદ.

પ્યારા થવું ઘટિત શું ક્ષિણુ આમ છેક,
આવ્યું કદા પ્રભુથી દુ:ખ મસ્તકકે,
થાવું ઘટે છ દુ:ખની સમીપે ધીરેથી;
જેથી વિદારણુ કરે પ્રભૂ મસ્તકેથી. ૧

સુદર્શન— ### ઇંદ્રવજ્રા છંદ.

ઘેરાયલો છું પ્રિય ચાર પાસે,
દુ:ખે મને આ ભર્યું છે નિરાશે;
ન શાન્તી માટે પ્રિય એક ઠામ,
પછી લહે ચિત્તજ ક્યાં વિરામ. ૧

કૃષ્ણશર્મા—પ્રિય સુદર્શન એવું તે શું છે કે જેણે આપને આવા બનાવી મુક્યા છે તે જણાવવા કૃપા કરશો? કારણ કે મારાથી કાંઇ પણ સમજી શકાતું નથી એવાં કયાં દુ:ખો છે કે જેણે આપને આમ દીગમુઢ બનાવી મુક્યા છે અને જેના સામા આપ વિદ્વાન અને સમજુ કોઈ પણ પ્રકારે ફાવી શકતા નથી!

સુદર્શન— ### ગીતિ.

જણાવતાં થાયેના સિદ્ધી મારા વિચારની ભાઈ
નિર્ણય જેહ કર્યો છે ફળવા આશા દિસે નહીં કાંઈ ૧

**કૃષ્ણશર્મા—** **દોધક છંદ.**

અદ્‌ભૂત છે જગમાં પ્રભુ માયા
ભૂતળમાં નહીં કોઇની આશા
છે ગતી એવી પ્રભુ તણી કો'શું
કે મન આશ પછી ફળશે શું. ૧

માટે તે શું છે શાનો નિર્ણય કર્યો છે તે જણાવશો તો મારા ઉપર મોટો અનુગ્રહ કર્યો ગણાશે.

**સુદર્શન**—પ્રેમ પૂર્વક આપનું પુછવું છે તો મારે કહ્યાવિના ચલવવું એ સ્નેહ વિરૂદ્ધ છે.

**માલીની છંદ.**

અતિશય મમ માડી શોક નીત્યે કરે છે
સ્થિતિ અમ નિરખીને આંસુ આંખે ભરે છે
વન મહિ વસતાં આ શા ઉપાયોય સુઝે
પ્રબળ નૃપ કનેથી રાજ પાછું મળે તે. ૧

**કૃષ્ણશર્મા**—તે વિષયમાં આપે તેમને ધૈર્ય આપવું જોઇએ કે શાન્ત થાવ સૌ સારાંવાંનાં થશે.

**સુદર્શન**—સખે હું શું આપવાનો હતો એક દિસસે તો પીતા ભારદ્વાજ અને અન્ય તપસ્વિયો પણ આવી તેમને ધૈર્ય આપી ગયા કે થોડા કાળમાં તમારો પુત્ર ચક્રવર્તી રાજા થશે ચીન્તા કરશો નહીં પછી એથી વધુ તેમને શું કહી શકે?

**કૃષ્ણશર્મા**—આ કાંઇ ઓછું! તેમ છતાં હવે આપ તે ચિન્તા મનમાંથી કાઢી નાંખો આપણે તેમને સાથે મળીને વાત ઉપરથી વાત કરી શાન્ત થાય તેમ યોજના કરીશું સખે આપે આ ઉદ્યાન રચના જોઇ? અહા નાના પ્રકારનાં પુષ્પતરૂએ કરીને અત્યન્ત રમણીયતાવાળું ઉંચાં ઉચાં ઉદ્યાનતરૂરૂપી ભૂષણે કરીને કેવું તપે છે.

**દોધક છંદ.**

લીલી લીલોતરી ઉગી રહી છે
મો'ર ફળે દ્રુમડાળી નમી છે
પત્ર ઘટા ઘુંઘટા સમ થૈ છે
નારી શી વાડી વસંત ખીલી છે. ૧

**સુદર્શન**—અપાના છંદનો ભાવાર્થ શું સમજવો પણ મારા ધારવા પ્રમાણે આ પ્રમાણે હોય તો વધારે ગૌરવતા આવે સાંભળો.

**ઈંદ્રવિજય છંદ.**

લીલી લીલોતરી સાડી રૂપે ધરી,
વેણી સુભૃંગની પંક્તિ પ્રમાણો;
કલ્પતરૂ કુંપળો અધરોષ્ટ શી,
કોકીલનાદ શું કંઠીત જાણો;

મો'ર વડે મદમસ્ત યુવાભરી,
મધ્ય સ્થળે લઘુ વૃક્ષ થડેથી;
આ અલબેલી વસંત વિલાસની,
વાડી શી નારી વિલાસ ચડેલી- ૧

**કૃષ્ણશમા**—વાસ્તવીક છે સખા તે વિના એ વર્ણનની ગૌરવતા જણાતી નથી.

**સુદર્શન**---વળી તે સાથે તેના દ્વી અર્થ થાય છે.

**કૃષ્ણશર્મા**—ભાઇ ત્યારે તો હજી વિચારવાદ્યો (થોડીવાર વિચાર કરીને) પ્રિય સખે યથાર્થ છે અહા શું ઉત્તમ વર્ણન!

**સુદર્શન**—પ્રિય મિત્ર આપે આ ચંપકની શોભા જોઇ કે અહા શું.

**ઉપેદ્રવજ્રા છંદ.**

વિયોગિઓનાં ચિત ચોરનારો,
વિલાસિઓને રસ આપનારો.
ખીલી રહ્યો ચંપક આ રૂપાળો,
સુવર્ણ વર્ણી કળી પુષ્પ વાળો. ૧

**કૃષ્ણશર્મા**—પ્રિય સખે આપના વર્ણનથી આઘે હોય તે-ના મનમાં પણ તેનું તાદૃસ્ય રૂપ અને શોભા જણાઇ જાય તો પછી હું સમીપ મને તે જ-

ણાય તેમાં શી નવાઈ છે? આપનું જ્ઞાન અન-
હદ છે.

**સુદર્શન**—આપના જેટલું તો નહીંજ.

**કૃષ્ણશર્મા**—આપનું વર્ણન વિદ્વાનને પણ બે ઘડી વિચા-
રમાં નાંખે તેવું થાય છે તો પછી હું તે કોણ
માત્ર છું. મિત્ર વર્ય હવે ચાલશો સંધ્યા સમય
થવા આવ્યો ને આપણે પાછું માતાજીના મનનું
સમાધાન કરવાનું છે.

**સુદર્શન**—હા ચાલો.

(જાય છે)



## પ્રવેશ ૨ જો.

### સ્થળ શશિકળાનો મ્હેલ.

મંચ ઉપર બેઠેલી શશિકળાને પછીથી તેની
સખીયો મધુમતિ ને ઈન્દુમતિ.

**શશિકળા**—જેમ જેમ દિવસ જાય છે તેમ તેમ આ તન તવાઈ તવાઇ પોતાની શક્તિ ખોતું જાય છે ને આ ચક્ષુ તેમને નિર્ખવાની લાલસામાં ઉંડાં જતાં જતાં પણ અદ્યપિ ટકી રહ્યાં છે એ જગદંબાનો પાડ. હું કાંઈ નહીં ને કાંઇ ઉપાય કરીને પણ આ પ્રાણ તેમને વરવા અને જોવા સારૂં જીવતો રાખું છું પણ મને મળતા નથી અને મારી આશા ફળીભૂત થતી નથી તો હવે ઉત્તમ એજ છે કે ડગુમગુ થઈ રહેલા ખોળીયાનો ત્યાગ કરી આ આત્મા પર્માત્માને સ્વાધિન કરવો.

(એટલામાં તેની સખીયો પ્રવેશ કરતી હતી, તેમાંની)

**ઇન્દુમતિ**—સખી કોને પર્માત્માને ત્યાં મોકલે છે?

**શશિકળા**—સખીયો કોને તે મારા આત્માને.

(ઉદાસ થાય છે)

**ઈન્દુમતિ**—(શશિકળાને વિચાર કરતી જોઇ)

## ગાયન.

(સરસ શરદ આ શી શોભી રહી; એ રાગ)

બોલ વિચારે કેમ પડી છે આવડી આજે બે'ની રે
મુખાકૃતી કેમ શ્વેત દીસે છે કારણ એનું કે'ની રે ટેક

ચંદ્ર સમે તુજ મુખે બે'ની
કેમ દીસે છે ગ્લાનીરે
સંકટ કે' વળી આવી પડયું શું
ચિન્તા થાયે શાંનીરે-બોલ વિચારે. ૧

શરીરતો હજુ તારૂં જોની
સારૂં થયું નથી બેનીરે
તેમાં વળી જો આમ કરે તો
સારી થાયે શાનીરે-બોલ વિચારે ૨

શશિકળા— ગાયન.

(મેરી અખીયાં ફરકન લાગી; એ રાગ)

મને દર્શનની લ્હે લાગી
કેમ કરૂં ક્યાં જાઉ સુદર્શન-દર્શનની લ્હે ૧

ચીત્ત ચોર્યું છે મંન કોર્યું છે
આઘે રહી પણ પ્રિય સુદર્શન-દર્શનની લ્હે. ૨

નાશ થયો છે વાસ કર્યો છે,
જ્યાંથી પ્રિય કેરા સુદર્શન છે—દર્શનનીલહે. ૩

લોહી બળેછે અંગ ગળ્યું છે,
હાડજ છે માત્ર બાકી સુદર્શન—દર્શનનીલેહ ૪

આશે ભર્યો છે તેથી ટક્યો છે.
શશિકળા પ્રાણ હાલ સુદર્શન—દર્શનનીલેહ. ૫

**મધુમતિ**—પણ તે આમ કર્યે થશે સખી?

**શશિકળા**—સખીયો તો શું કરૂં હવે આ પ્રાણ રેહેવાના નથી. અરેરે! આ મદન મને એકલીનેજ આટલી બધી શું કામ પજવે છે શા સારૂં પોતાનું પ્રાબલ્ય એમના ઉપર ચલાવતો નથી?

**ઇન્દુમતિ**—સખી તારેને અમને હજુ જ્યાં સુધી પ્રસંગ પડયો નથી ત્યાં સુધી એમને શુ કામ પજવે અને પડશે ત્યારે પણ એમને પજવશે નહીં કેમકે એ તારા જેવા નથી તો! મહાવિદ્વાન છે માટે તું પણ તારી વિદ્વત્તાની સત્તાથી લગાર સમજીને શાન્તિ પામ.

**શશિકળા**— **મત્તમયૂરછંદ.**

પ્યારી એની પ્રેમ પ્રતિમા મનમાંહી
ઉંડી રૈ છે અંતર મારૂં દ્દઢ સાહી
ને બાળે છે તેહજ મુજને નિરાશી

પીડા મારી દર્શન થાશે તવ જાશે. ૧

**મધુમતિ**—સખી હમણાં કાંઈ દર્શન થાય પણ ખરાં અને એ તારી આશા ફળે પણ ખરી?

**શશિકળા**—(કપાળે હાથ દઈ) સખી જ્યારે તારા મુખથી એવાં વાક્ય નિકળ્યાં ત્યારે આ ભાગ્યનોજ વાંક (એમ કહી શોકાતુર થાય છે તેને.)

**મધુમતિ**—સખી એમાં ભાગ્યને દોષ દેવા જેવું કાંઇજ નથી. મારાં વાક્ય તને નિરાશ કરનારાં સમજતી હોઈશ પણ તેમ નથી.

**ઇન્દુમતિ**—(વચમાં અને કદાપિ હોય તોપણ તેને તું શું કરી શકવાની હતી? કાંઈ મર્યાદા મુકી તારાથી ત્યાં ચાલી જવાવાનું હતું?

**શશિકળા**—તે મર્યાદાજ મને અટકાવે છે નહીં તો કે દહાડાની આ તમારી સખી ત્યાં ગઈ હોત.

**મધુમતિ**—જ્યારે એટલું સમજાઝું ત્યારે પછી એવોકોઇ રસ્તો શોધી કાઢની કે તને સુખ પણ થાય અને ધારેલી ધારણા પણ પાર પડે?

**શશિકળા**—(તેને કોટે વળગી)

## ગાયન.

(શું જવાની જતા સુધી; એ રાગ)

**શું જે સખી માર્ગ શોધી શકું શું**

શું આ સ્થિતી વ્હાલી મુને હશે શું—ટેક

કામ પીટયો પીડે રાત દી એ'ની
તો કેવી રીત શોધું માર્ગ કે'ની—સું ૧

બનતું કરૂં હુંથી તોય ન આવે
ઉપાય હાથે હારી છું હું હાવે—સું ૨

હુંથી થયા તે કરી હું ચુકી છું
છેવટે આ પથારી પડી છું—સું ૩

હોય રેહેલા કરોને સખીયો
મળીને હવે સર્વે સાથે સહીયો—સું ૪

**ઇન્દુમતિ**—સખી ત્યારે તું કહે તો હું તેને માટે યોગ્ય રસ્તો શોધી કાઢું.?

**શશિકળા**—એમાં કહેવુંતુ શું ? શું એમને એમ જવાની અને મને સહાય થવાને આપેલા તારા વચનની તને યાદ નથી?

**મધુમતિ**—ક્રોધ યુક્ત થઇશ નહીં. બ્હેન ઈન્દુમતિ બોલ જોઇએ તું શું રસ્તો બતાવે છે ?

**ઇન્દુમતિ**— દોહરા.

ઉપાય કહું તે જો કરે તોતો શાન્તી થાય,
નહીં તો તો નિશ્ચે સખી પ્રાણ એહના જાય. ૧

કાઢી નાંખે મન થકી સુદર્શનનું નામ,

આ સમય તો તો નક્કી થાશે એનું કામ. ૨

ગુણો સૌ સારૂ થશે થાશે સારૂં મન,
વિચાર પણ સારા થશે થાશે સારૂં તન. ૩

**શશિકળા**—(તે સાંભળી) ઉપાય તો બહુ સારો બતાવ્યો કે મારો અંત સત્વર આવે પણ સખી તું જાણતી નથી કે આ આજ મરૂં કાલ મરૂં થઇ ગયેલી તારી સખી એનીજ આશે જીવે છે?

**ઇન્દુમતિ**—જો આ ઉપાય ને તું તારા વિરૂદ્ધનો ધારતી હોઉ તો તેમાં તારી ભૂલ છે તું નથી જાણતી કે.

**દોહરા.**

સ્નેહી કે'શે સર્વદા વાયક કડવાં બે'ન
પણ મિથ્યા સ્નેહી સખી કદીયે કડું કહેણ ૧

મીઠું બોલે મુખ પરે તે નવ સ્નેહી ધાર
ભાષણ મીઠુ સૌ કરે મેળવવાનો પ્યાર ૨

ખરી લાગણી તાહરે માટે થાયે મન
તે કારણ કે'વાં પડ્યાં તું જને એહ વચન ૩

કાંતો માની તે રીતે ચાલ કદી ના ચાલ
તે સૌ હાથે તુજ સખી કાંણ તારે વ્હાલ. ૪

**મધુમતિ**—સખી શશિકળા ઇન્દુમતિનું કહેવું યોગ્ય છે તેમાં તારે કાંઇ ખોટું માનવા જેવું નથી,

(એટલામાં દાસી પ્રવેશ કરે છે)

**વસુમતિ**—(નમન કરી) રાજમાતા આપને જોવાને પધારે છે.

**શશિકળા**—શું અહીં પધારે છે?

**વસુમતિ**—હાજી.

**ઇન્દુમતિ**—સખી તું સજ થા નહી તો તારી આ સ્થિતિથી વધુ પડપુછ થશે (શશિકળા સજ થઇને પોતાની માતાને આવતી જોઈ (સાંમે જાય છે)

**શશિકળા**—(વંદન કરીને) માતાજી આપે શું કામ શ્રમ લીધો ?

**વિદર્ભી**—સહજ તને જોવા સારૂં કેમ હવે તારી સુખાકારી સારી છે ?

**શશિકળા**—આપના પુણ્યે સારી છે. માતાજી સહજ માથાનો દુખાવો છે તે મટી જશે આપ ચિન્તા કરશો નહીં.

**વિદર્ભી**—મધુમતિ તથા ઇન્દુમતિ છે એટલે એનો કાળ તો ગમતમાં જતો હશે.

**મધુમતિ ને ઇન્દુમતિ**—હાજી (ઇન્દુમતિ) વ્યાધીવાળા માણુસને સુખ શાન્તી થયા વગર કશામાં મન લાગે નહીં એટલે પછી અમારો ઉપાય શું ?

**(નેપથ્યમાં)**—ધણી ખંમા ધર્મ ધુરંધર ગૌ બ્રાહ્મણ પ્રતીપાળને ???

**વિદર્ભી**—(પ્રતીહારનો શબ્દ કાંને પડવાથી) પુત્રી શશિ-

કળા જાણ્યામાં તારા પીતા દરબારમાંથી પધાર્યા માટે હું જાઉ છું.

**શશિકળા**—માતાજી આપે તેની ચિન્તા કરવી નહીં મારા-પિતાજીને પણ કેહજો કે તેઓ ચિન્તા ન કરે (વિદર્ભી જાય છે. તેને સર્વ વળાવી નમન કરી પાછાં આવે છે.)

**મધુમતિ**—સખી શશિકળા સાંભળ્યું કે માતાજી બોલ્યાં તે માટે હવે તું વ્હેલી વ્હેલી સારી થઇ જા કે તારા મનના કોડ પુરા થાય.

**ઈન્દુમતિ**—વધામણીના સમાચાર સાંભળ્યા એટલે હવે એની મેળે શક્તી આવશે તું જોયા કરની બેહેન.

**શશિકળા**—તેમ થશે તો તેમાં તું આનંદ માનીશકે નહીં?

**મધુમતિ**—લાખ વેળા નહીં કેમ પણ સખી શશિકળા હવે અમને તું આજ્ઞા આપ વળી પાછાં કાલે મળીશું કેમકે ઇન્દુમતિને ઉતાવળ છે તેનાં માતાજી માંદાં છે.

**શશિકળા**—તેમને શું થયું છે સખી ?

**ઇન્દુમતિ**—સખી કાલનો જવર આવે છે બીજું કાંઇ નથી પરંતુ હું હમણાં આવું છું કહીને આવી છું એટલે હવે જાઉ તો વધારે સારૂ. વળી હવે તને પણ લગાર ઠીક છે તો પછી મારે તેમની સેવામાં રેહેવું જોઈએ.

**શશિકળા**—સુખેથી જાવ હું પણ હવે લગાર પીતાજી પાસે જઈશ કેમકે તેઓ પધાર્યા છે. હું આજ તેમને મળીજ નથી.

(સર્વ જાય છે)

# પ્રવેશ ૩ જો.

## સ્થળ વિદર્ભીનો મહેલ.

વિદર્ભીને પછીથી મધુમતિ તથા ઇન્દુમતિ—

**વિદર્ભી**—(એક મંચ ઉપર બેઠી બેઠી વિચાર કરે છે) અહા કુવરી શશિકળા આથી આનંદ પામશે પરન્તુ સ્વયંવરમાંથી એને યોગ્ય પતી મળી જાય અને તે સુખી થાય તો આ નેત્રને નીરાંત વળે ( એટલામાં મધુમતિ તથા ઈન્દુમતિને પ્રપ્રવેશ કરતાં જોઇને) આવો બેહેન મધુમતિ અને ઇન્દુમતિ બેસો કેમ તમારી સહીપણીની શી સ્થિતિ છે?

**મધુમતિ**—સારી છે માતાજી.

**વિદર્ભી**--એના પિતાએ એને સારૂં હવે સ્વયંવર કરવાની તૈયારી કરવા માંડી છે કેમકે કેટલેક ઠેકાણે શોધ કરાવી પરન્તુ યોગ્ય કોઇ પણ પતિ તેમની ધ્યાનમાં આવ્યો નહીં ત્યારે હવે સ્વયંવરથી તેને ઇચ્છાવર વરવાની તક આપવા સારૂં તેઓ ધારે છે કેમ એ વાત ઠીક કેની? તમારી સખીને મન માનતો વર શોધવાની તક મળશે.

**ઈન્દુમતિ**—માતાજી એ વાત અમોએ જાણી છે અને તેથી અમારે આ સમયે આપની પાસે આવવું પડયું?

**વિદર્ભી**--કેમ વારૂં.

**મધુમતિ**—માતાજી આપે કરેલો વિચાર જો કે ઘણોજ યોગ્ય છે એમ એ ( શશિકળા ) જાણે છે પરન્તુ એક કારણસર કે જે તે મર્યાદા અને દુઃખને લીધે આપને જણાવી શકતી નથી તેથી તેણે અમોને તે આપને વિદીત કરવાસારૂં મોકલ્યાં છે.

**વિદર્ભી**--કેમ વારૂં એવું શું દુઃખ અને કારણ છે કે જે તે મને જણાવી શકતી નથી એવી વાતમાં લાજ રાખવી એ તો નાદાની કહેવાય.

**મધુમતિ**--આપનું તે કહેવું યોગ્ય છે પરન્તુ કેટલીક બાબતો એવી હોય છે કે જેમાં વડીલોની મર્યાદા અને લાજ રાખવીજ પડે અને આ પણ તેવીજ વાત છે કે જેમાં મર્યાદા અને લાજની જરૂર છે કે જેથી તે શરમાય છે ને તેથીજ તે નિવેદન કરવા સારૂં અમોને આજ્ઞા કરી છે જે આજ્ઞા હોય તે નિવેદન કરીએ.

**વિદર્ભી**—સુખેથી તે મને નીવેદન કરો.

**મધુમતિ**—માતાજી તે કહે છે કે પીતાજી પાસે એકવાર આવેલા બંદીજનોના મુખથી ભારદ્વાજ આશ્રમવાસી અયોધ્યાના મહારાજા ધ્રુવસંધિના કુમાર સુદર્શનની કિર્તિ સાંભળી તે દિવસથી હું મારૂં ચિત્તથી તેને પતિ કરી ચુકી છું માટે હું તેનાવિના અન્યને વરવા ઇચ્છા રાખતી નથી.

**વિદર્ભી**—(આશ્ચર્ય પામતી) શું !!! મધુમતિ આ તું શું બોલે છે? શું આ વાક્ય અજ્ઞાંકીત કુવરી શશિકળા એ મને કહેવરાવ્યાં છે?

**મધુમતિ**—માતાજી હું તેના બોલે બોલજ આપને નિવેદન કરૂં છું કેમ સખી ઇન્દુમતિ બોલતી નથી!

**ઇન્દુમતિ**—સખી માતાજી તારા ઉપર કયે દિવસે ભરોસો નથી રાખતાં કે તેમાં મારી સાક્ષીની અવસ્ય છે?

**વિદર્ભી**—પણ મધુમતિ આમ થવાનું કાંઇ કારણ?

**મધુમતિ**—માતાજી એતો કહેતી હતી કે તેની કિર્તિથી તેને પસંદ કર્યો છે કે મારે તેનેજ વરવું અને તેના તે વિચારને એક દિવસ સ્વપ્નમાં જગદંબાએ ટેકો આપ્યો કે પુત્રી તારે તેનેજ વરવું.

**વિદર્ભી**—ગાંડી છોકરી વળી સ્વપ્ન તે સાચાં હોય એમ નથી જાણતી કે તે પસંદ કરેલા વરવામાં શું લાંણુ છે? આવા વૈભવમાં ઉછરેલી તેનાથી વનવાસ કરી પોતાના દિવસ કેમ કાઢશે? હસેતી છોકરી હજુ એના વિચાર શા બાળક છે કેની માટે તમે બેઉ એને સમજાવજો કે એમાં શો માલ છે? એક રૂપથી લોભાતી હોઇશ બાકીતો એની પાસે કાંઇ નથી અને મારી ખાતી છે કે અન્ય રાજાઓ

અને કુવરો સ્વયંવરમાં જોઇશ ત્યારે તારા એ વિચારો જતા રહેશે. એ કુમાર જો એના યોગ્ય હોય તો તમેજ વિચારોને કે અમે કેમ ચુકીએ.

**ઈન્દુમતિ**—સત્ય છે માતાજી પરન્તુ જ્યારે તે તેના મનથી દૃઢ નિશ્ચયજ કરી બેઠી છે ત્યારે પછી એની ઇચ્છા પ્રમાણે કરવા દેવાની આપની કૃપા થાય તો ઘણાજ આનંદની વાત.

**વિદર્ભી**—ઘેલી દેખાય છે એકની એકજ કુંવરી અને સાહ્યબી સાથે ઉછરેલી તેને તે એવા દુઃખમાં અપાયજ કેમ માટે જાવ તમે બેઉ જઇને તેને સમજાવો કે એવા ગાંડા વિચાર ન કરે ને હું પણ તેના બાપ આવ્યા પછી તેમની સાથે વાતચીત કરી પછીથી તેને સમજાવીશ બેહેન આવજો હો. (જાય છે.)



# પ્રવેશ ૪ થો.

## સ્થળ શશિકળાનું પુસ્તકાલય.

શશિકળાને પછીથી મધુમતિને ઇન્દુમતિ.

**શશિકળા**—ત્યારની ગયેલી સખીયો હજી કેમ આવી નહી. વારૂં? પાસેજ મ્હેલે છે ત્યાં જઈ આવતાં આટલી વાર થાય નહીં પણ ધારૂં છું કે માતાજી સાથે વાતમાં વાર લાગી હશે. અરે મન લગાર ધૈર્ય ધર જોતો ખરૂં કે તારી આશાના અંકુર ફુટવાની આજ્ઞા આવે છે કે નહીં (એટલામાં પોતાની સખીયોને આવતી દેખી તેમને ભેટી પડે છે) કેમ સખીયો શી વધામણી છે? સિંહ કે શીયાળ?

**ઇન્દુમતિ**—સખી થાય છે લગાર ધીરજ ધર કળ તો વળવા દે?

**મધુમતિ**—આપણુને શ્વાસ ભરાઇ આવ્યાની એને કયાંવિચારમાં પણ વાત છે.

**શશિકળા**—સખીયો આમ વાતમાંજ વખત કાઢશો કે.

### ગાયન.

ઓખાહરણનો રાગ.

કે'શો કોઇ સખીને તમારી,

જેણે વિચારે ઘડીયો છે ગાળી;
તર્ક વિતર્ક આ મન માંહી,
થયા કરે છે બાકી ન કાંઇ. ૧

પડુ પાય સખી કે'તો તારે,
આમ શું કામ મુને રીબાવે;
બોલ બોલ તું બે'ન શું લાવી,
વધામણિ નિર્દય થા ન આવી. ૨

**ઇન્દુમતિ**—બેહેન મધુમતિ ગરજવાંનને અક્કલ હોય?
**શશિકળા**—(ક્રોધ યુક્ત)

**દોહરો.**

બગાડયું શું તાહરૂં બળે મારૂં મંન;
ઘડીએ ઘડી વચ્ચે વદી નાંખે કેમ વિઘન. ૧

બોલ સખી મધુમતિ શા સમાચાર છે તે સત્વર કે' આ મન શાન્ત થાય.

**મધુમતિ**—સખી ધશમશી આવી છું તે લગાર શ્વાસ વળવા દઈશકે નહીં?

**શશિકળા**— **ગાયન.**

(નામ બાળલમનું બાળો, એ રાગ).

બે'ન લાવી દયા કાંઇ મારી;
**સંભળાવ વધામણી સારી રે બે'ન. ૧**

એક ઘડી નીરાંત વળી ના
લ્હેમાં થઈ ઘેલછાએ. બે'ન ૨

વ્યાકુળ મન મુજ બેન થયું છે;
કે'ની ખબર શું લાવી છે એ બે'ન ૩

સુદર્શન ભેટ સ્વપ્ને લીધી છે;
આંખ જોવા જે ફાડી છેરે. બે'ન ૪
પાલવ બે'ની પાથરી કહું છું;
હાથ જોડીને ઉભીછું રે. બે'ન ૫

**ઈન્દુમતિ**—હમણાં નહીંને ઘડી પછી કે'શે તો શું બગડી ગયું તે કે'ની ?

**શશિકળા**—ઘડી હજી પણ જુગ મને છે;
વાર કરૂં તો સોગન છે. ૬

**મધુમતિ**—સાંભળ સખી.

**શશિકળા**—કહે સખી.

**મધુમતિ**—સખી તારા કહ્યા પ્રમાણે સર્વ વૃતાન્ત અમોએ રાજમાતાને નિવેદન કર્યો અને ઇન્દુમતિએતો ત્યાં સુધી પણ કહ્યું કે એની ઇચ્છા પ્રમાણે થવા દ્યો તો વધારે આનંદની વાત છે પણ-(એટલું બોલી વિચારમાં પડે છે તેથી).

**શશિકળા**—(શોક વિગ્રહ) સખી પણ વિચારમાં કેમ પડી બોલ સત્વર મારૂં હૃદય ધીર ધરી શકતું નથી.

**મધુમતિ**—પણ તેઓના વિચાર તેથી ઉલટાજ છે તેઓ તો કેહેવા લાગ્યાં કે મારી આવી સાહ્યબીમાં ઉછરેલી અને એક ને એક પુત્રી હું વળી એવા વનવાસીને કદી પણ પરણાવું કે? માટે તમો એને સમજાવો કે જો સ્વયંવરમાં એનાથી ઘણા રૂપાળા ને સારા રાજાઓ તથા કુમારો આવશે તેથી એવા ઘેલા ગાંડા વિચાર ન કરે અને હું પણ તેના પીતાને આ વાત કરી પછીથી તેને સમજાવીશ.

(શશિકળા જે આ સર્વ શોકમય સ્થિતિમાંજ સાંભળ્યા કરતી હતી તે એકદમ મુર્છા પામે છે ને તેને ઉપચાર કરવા તેની સખીયો તથા વસુમતિ દાસી જોડેના ઓરડામાંથી શશિકળાનો પડ્યાનો ધબાકો સાંભળી દોડી આવે છે ને તેને પલંગ ઉપર લેવા કહી સર્વ તેને ઉપાડી લેઇ જાય છે ને પરદો પડે છે).



# પ્રવેશ ૪ થો.

## સ્થળ રાજમ્હેલ.

સુબાહુ અને વિદર્ભી.

**સુબાહુ**—દેવી પ્રધાનને સ્વયંવર મંડપની સર્વ તૈયારી કરવાને માટે આજ આજ્ઞા આપી છે કેમકે તૈયાર કરતાં વિલંબ થશે માટે હવે તેમાં કેવી કેવી રચના કરવી તમને પસંદ છે?

**વિદર્ભી**—આર્યપુત્ર આપથી હું તેમાં શું વધારે સમજુ તેમ છે પરન્તુ આ વાત પ્રિય પુત્રી શશિકળાને તો ગમતી નથી.

**સુબાહુ**—કેમ વારૂં તમે તે શાથી જાણ્યું તમારે ને તેને કાંઇ વાત થઇ હતી કે શું?

**વિદર્ભી**—ના સ્વામીન્ તેણે તેની સખીયો પાસે આજ મને કહેવરાવ્યું કે તે દિવસે બંદીજનો આવ્યા હતા તેમના મુખથી મુની ભારદ્વાજના આશ્રમવાસી મહારાજા ધ્રુવસંધિના પુત્ર સુદર્શનની કીર્ત્તિ સાંભળી તે દીવસથી મારા ચીતથી હુંતો તેને પતિ કરી ચુકી છું માટે તેના વિના અન્ય ને વરવા હું ઈચ્છતી નથી.

**સુબાહુ**—શું!!! સુદર્શનને! પોતાની માની સાથે એક જંગલમાં વસનાર અને મુનીનો આશ્રયી, બન્ધુ-

જનોથી વિરક્ત થયેલાને પુત્રી શશિકળા પોતાનો ભર્તા કરવા ધારે છે?

**વિદર્ભી**—એણે તો એમજ કહાવ્યું છે કે હું તો મારા મનથી વરી ચુકી છું.

**સુબાહુ**—પ્રાણવલભા! તમે જાણોછો કે એ સુદર્શનને માટે એના માતામહ વિરસેને યુદ્ધ કર્યું અને તેને યુદ્ધમાં યુધાજીતે મારી નાખ્યો.

**વિદર્ભી**—તે વાત તે દહાડે બંદીજનો કહેતા હતા તે મારા સ્મર્ણમાં છે.

**સુબાહુ**—તો પછી વિચારો કે એવો એકલો પડેલો નિર્ધન રાજકુમાર આપણી કન્યાને યોગ્ય પતિ કેમ કહેવાય? માટે

**અનુષ્ટુપ.**

જઈ પુત્રી કને પ્રિતે કહો જે તમથી બને
વિચારો જેહથી પોતે ફેરવી ડાહી તે બને ૧

**વિદર્ભી**—હું તો આપની આજ્ઞા પ્રમાણે તેને સમજાવીશ અને મારી વતીનાં પણ બે વાંનાં કેહેવાં ઘટશે તે કહીશ પણ તે ન માને ત્યારે પછી આપણે શો વિચાર કરવો ધાર્યો.

**સુબાહુ**—પ્રિયા હજુ પુત્રી નાની બાળક છે તેની સમજણ કેટલી માટે આ સર્વ વૃતાન્ત તેને કહી વનમાં વસવાથી પડતાં દુઃખ તેને બતાવશો એ-

ટલે પોતાની મેળે તે તેના વિચાર ફેરવશે પોતે સમજુ અને વિદ્વાન છે એટલે જ્યાં સારા નરસાની સરખામણી કરવાનો લાગ મળ્યો કે તરત સારો અને લાભકારક માર્ગ કયો છે તે તે પોતે પારખી લેશે એમ હું ધારૂં છું અને તેથી ખાત્રી છે કે તમને વધારે શ્રમ પણ સમજાવવામાં પડશે નહીં.

**વિદર્ભી**—એમ થાય તો તો ઘણુંજ સારૂં આપણી અછો અછોવાંને ઊછરેલી પુત્રી સુખી થાય અને તેને સુખી થએલી જોઇ આપણી આંખો ઠરે, બીજું આપણે શું જોઇએ માટે જો આજ્ઞા હોય તો હવે હું એની પાસે જાઉં કે જેથી તેને સમજાવાનું અને સુખ શાતાના સમાચાર પુછવાનું પણ બની આવે.

**સુબાહુ**--હા જઈ આવો હું પણ સૈન્ય વ્યુહ રચાવ્યું છું તેટલા માટે સેનાપતિ સાથે ત્યાં જઇ આવું (એમ કહી એક આ બાજુ ને એક બીજી બાજુથી જાય છે)



## પ્રવેશ ૫ મો.

### સ્થળ શશિકળાનો મ્હેલ.

શશિકળા ને પછીથી વિદર્ભી—

**શશિકળા**—(વિચાર કરે છે) અરે ભગવતી તમે મને તો આશા આપેલિ અને જેને આધારે મારા મનમાં ઉમંગ થયેલો તે.

**ગાયન.**

(ભુલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો; એ રાગ)
બુડયો મુજ મનનો ઉમંગ છે,
ભવાની કરજો વ્હાર—ભવાની કરજો વ્હાર;
કાંઠે આવ્યું વ્હાણુ જાય છે,
હવે આશ ન લગાર—હવે આશ ન લગાર—બુડયો ૧

જાણતી નહોતી આવું થશે,
માનશે ન માબાપ—માનશે ન માબાપ;
તેમ દેવી પણ ફરી જશે,
વર આશ દૈ અમાપ—વર આશ દૈ અમાપ—બુડયો ૨

અરે સ્વપ્નમાં મને વર આપી શી શી આશાઓ આપી તે પણ હવે આ સમયે વ્હારે નથી આવતાં તો પછી મારે શું કરવું. માતાજીજ એ કામમાં વિરૂદ્ધ થઈ બેઠાં છે તો પછી બીજા શીની

વાત કરવી. પુત્રીનું ઉપરાણુ લેનાર તો જનેતા કેહેવાય અને તેઓજ જ્યારે (એટલામાં વસુમતિ પ્રવેશ કરે છે) તેને કેમ દાસી.

**વસુમતિ**—(નમન કરી) રાજમાતા આપની પાસે આવે છે.

**શશિકળા**—અહીં આવે છે? (મનમાં) પીતાજી સાથે વાત કરી કાંઇ મને કહેવાને આવતાં હશે. જોઉં શું કહે છે નહીંતો પછી શસ્ત્ર છાંડી મારે મોંડે હવે તેમના કાલાવાલા કર્યા વિના છુટકો છે? (ચાસન દાસીને) દાસી જા તેઓ દ્વારમાં પ્રવેશ કરે કે મને જણાવજે.

**વસુમતિ**—જેવી આજ્ઞા (જાય છે ને પછી વિદર્ભી સાથે પ્રવેશ કરે છે).

**શશિકળા**—પોતાની માતાજી આવતાં જોઇ સામી જઇ વંદન કરી) માતાજી આપે શું કામ શ્રમ લીધો? મને આપની પાસે આવવા કેમ આજ્ઞા ન કરી?

**વિદર્ભી**—પુત્રી તારી સહીપણીયો સાથે જે વૃતાન્ત તેં મને કહેવરાવ્યું તે વિષય ઉપર તારા પીતાજી સાથે મારે વાત થઇ તેમાં તેમનું મત પણ મારા જેવું છે કે એ રાજ રહીત અને વનવાસી કુંવર તને યોગ્ય ભર્તા કહેવાય નહીં. માટે તારે જઇ કુંવરીને સમજાવી કે એવા ઘેલા વિચાર છોડી સ્વયંવર કરીએ છીએ તેમાંથી તને યોગ્ય પતિ ખોળી લઈ તેની સાથે પરણી સુખી થાય કે

જેથી તેને સુખી જોઈ મન ઠરે.

**શશિકળા**—(આંખમાં આંસુ સહીત.)

### ગાયન.

(માડી મને નંદનો કુંવર પરણાવ; એ રાગ.)

માડી મને સુદર્શન પરણાવ સુદર્શન પરણાવરે,
માડી મને સુદર્શન પરણાવ —　　　　　　ટેક.

સુણીને કર્તી થઈ અનુરાગી.
એ વર વરવા ભાવ રે—માડી મને સુદર્શન—૧

સ્વપ્ને જગદંબા વર દઇ કે છે,
પુરા મનોરથ થાવ રે—માડી મને સુદર્શન—૨

રૂપ ગુણ જ્ઞાને નહીં અવનીમાં,
મળે બીજો કો રાયરે—માડી મને સુદર્શન—૩

તેથી ઓ માડી થા ન તું આડી,
તાત મારા ને મનાવરે—માડી મને સુદર્શન—૪

હર્ષે દઇ બેઉ દાનજ સત્વર,
લ્યો લાખેણો લાંવરે—માડી મને સુદર્શન—૫

સુદર્શન વણ વરૂ ન બીજાને,
એજ મારો છે ઠરાવ રે—માડી મને સુદર્શન—૬

મારે ઇચ્છુ કદિ સુખી તું જોવાને,
તો ન હવે તળસાવરે—માડી મને સુદર્શન—૭

(એટલું બોલી રોતી રોતી હાથ જોડી તેની મા-
ને પગે લાગે છે)

**વિદર્ભી**—(તેને ઉઠાડી) પ્રિય પુત્રી વનનાં દુઃખોથી તું
અજાણી છે તને ખબર નથી કે ત્યાંની સ્થિતિ
કેવી નઠારી હોય છે સુદર્શન પોતે નીર્ધન અને
વગર વસીલાનો નાદાન છોકરો પોતાની મા સાથે
ઋષીના આશ્રમમાં આવી રહેલો છે અને જંગલે
જંગલ ભટકી ઋષીઓની પેઠે કંદ ફળ ખાઈને
જીવે છે. તે આશ્રય વગરનો છે રાજ્યથી પણ
ભ્રષ્ટ થયેલો છે અતિ દુર્ભાગી છે, બાન્ધવોએ ત-
જી દીધેલો છે, દુર્બળ છે, તો તે વર તારે યોગ્ય
તું કેવી રીતે ગણે છે? તે હું કહી શકતી નથી.
હું ધારૂં છું કે તું આ સર્વે તેની સ્થિતિથી
અજાણી હતી તેથી તેવા વિચાર રાખતી હતી
પણ હવે તેથી જાણીતી કરી છે તો બેઉ બાજુ-
નો વિચાર કરી તું તારા પ્રથમના વિચારો ફેર-
વશે એમ મને ખાત્રી છે.

**શશિકળા**—(અશ્રુ સાથે) મારાં વહાલાં માતાજી એ સ-
ર્વ વાતથી હું જાણીતી છું કારણ કે તે દિવસે
બંદીજનોએ સર્વ મારા પીતાને નિવેદન કર્યું હતું
અને તેમ છતાં પણ મેં જ્યારે વરવા ઇચ્છા ક-,
રી છે ત્યારે હવે આપે તેમાં આડે શું કામ
આવવું જોઈએ. માતાજી સુખ દુઃખ પોતાના કર્મ

આધીન છે તે આપથી કયે દિવસે અજાણ્યું છે.

**વિદર્ભી**--પુત્રી સુખ દુઃખ કર્માધીન છે તે વાત ખરી પરન્તુ હાથમાં દીવો લઇ કુવામાં પડવા જેવું કોઈ કરે ખરૂં? એની સ્થિતિ કેવી છે હજુ જો તેને કોઇનો આશ્રય હોત, તેની પાસે ધન હોત, સૈન્ય હોત, તો વળી કોઇ દીવસ પણ રાજ્ય મેળવશે એમ ધારી શકાત. પણ જ્યારે તેમાંનું કાંઈજ નથી ત્યારે તે આશા રાખવી એ તો કેવળ વ્યર્થ! એ વાયુમાં મ્હેલ બાંધવા જેવું ગણાય અને એવી સ્થિતિ જાણ્યા છતાં એવાં કયાં અભાગી માબાપ હોય કે પોતાની પુત્રીને જાણી જોઇને એવા દુઃખમાં નાંખે. વળી તે સાથે તું કેવા લાડમાં અહીં ઉછરેલી છે તેનો પણ વિચાર કર. લાડમાં ઉછરેલાં છોકરાં દુઃખ વેઠવાને સમર્થ નથી તેમ તેવાં દુઃખ સહન કરવાને લાયક પણ નથી.

**શશિકળા**--માતાજી હું લાડમાં ઉછરેલી છું તે વાત ખરી પણ દુઃખ ખમવાને યોગ્ય નથી એ આપનું કેહેવું અસંભવીત છે, વિધાતા એ મારા ભાગ્યમાં દુઃખ લખ્યુંજ હશે તો પછી આપ શું કરશો! છોકરીઓના સુખનો આધાર તેમના પતિના સુખપર રહે છે. આપ કદાપી ઘણાજ દ્રવ્ય

વાન રાજા સાથે મને પરણાવશો પરન્તુ મારા ભાગ્યમાંજ દુઃખ હશે તો તેનું રાજ્ય જતું રહી હું પાછી ભીખ માગતી થઇશ ત્યારે આપ શું કરશો ?

**વિદર્ભી**—પુત્રી એ સુદર્શનની સ્થિતિ એવી છે એટલુંજ નથી પણ યુધાજીત રાજા તેને સર્વદા મારી નાંખવા ઇચ્છે છે. જ્યારે એના પીતા મુવા ત્યારે રાજ્યાસન માટે વાંધા પણ યુધાજીતેજ ઉઠાવ્યો હતો અને વળી વિરેસના ને સુદર્શનની મા મનોરમાનો બાપ જે તેને રાજ્ય આપવા તથા અપાવા માગતો હતો તેની સાથે યુધાજીતે યુધ કર્યું ને તેને મારી નાંખ્યો. તે સમયે સુદર્શન એની માની સાથે ભારદ્વાજના આશ્રમમાં નાશી આવ્યો ને તેની એને જાણ થઇ કે તરત ત્યાં પણ એને મારી નાંખવાને સારું આવ્યો પણ ચુક્યો નહીં પરંતુ મુની ભારદ્વાજના વારવાથી પાછો પોતાને દેશ ગયો તો એવો મોટો રાજા જેનો શત્રુ છે તેને કોઇ દિવસ પણ સુખી થવાની શી આશા ?

**શશિકળા**—માતાજી જેને જગદંબા રાખનાર છે તેને કોઇ પણ મારનાર નથી આ તો પરાયો રાજા શત્રુ છે પરન્તુ આપનું કયે દિવસે અજાણ્યું છે કે પ્રલ્હાદ રામને ભજતા અને તેથી તેના શત્રુ તે-

ના પીતાજ હતા પણ ભગવતે પોતાના ભક્તના રક્ષણાર્થે નૃસિંહાવતારે તેનો નાશ કર્યો તો પછી યુધાજીતથી બ્હીવાનું શું ?

**વિદર્ભી**—પુત્રી બુદ્ધી વાળા, રૂપાળા, પ્રતિષ્ટા પામેલા, અને રાજ્ય ચીન્હોથી શણગારેલા બીજા ઘણા રાજકુમારો તારે યોગ્ય છે એમ હું માનું છું. વળી સુદર્શનનો પોતાનો ભાઇજ જે હમણાં કોશલ દેશમાં અયોધ્યાની ગાદી ઉપર છે તે રૂપાળો અને સઘળાં શુભ લક્ષણ વાળો છે. અન્ય પણ રાજાઓ અને રાજકુમારો સ્વયંવરમાં આવશે તો તેમાંથી તારી ઇચ્છાએ પસંદ કરવો એ વધારે યોગ્ય છે માટે હેજુ આ સઘળી વાત ઉપર ફરીથી વિચાર કરી પછીથી કાંઇ ઠરાવ કરજે.

**શશિકળા**—માતા અન્ય રાજકુમારો અને રાજાઓ ગમે તેવા બુદ્ધિ વાળા રૂપાળા પ્રતિષ્ઠિત અને રાજ્ય ચિન્હોથી શણગારેલા હો પરન્તુ આ આપની કુંવરીને કામના નથી અને એ રાજકુમાર અબુદ્ધ કદરૂપો, અપ્રિતિષ્ઠિત, અને રાજ રહીત છે, વનવાસી છે, તો પણ તે કામનો છે અને એનેજ વરવા માટે મારૂં મન તલસી રહ્યું છે અને જેમ શર્યાતી રાજાની કુંવરી તેમના વચનથી વૃદ્ધિપતિને પરણીને તેની

જ સેવામાં રૂચી રાખી રહી હતી તેમ મારે પ-
ણ સુદર્શનની સેવા કરવાની ઇચ્છા છે માટે તેમાં
વિઘ્ન ન કરતાં મને આપ બેઉ આનંદ સાથે તે
મ કરવા આજ્ઞા આપો. મને રાજ્યાદીકનો લો-
ભ નથી. મારો ભર્તા ગમે તે સ્થિતિમાં હશે
તેમાં હું સુખ માની લઈશ કારણ કે પોતાના
પતિની નિષ્કપટપણે સેવા કરવાથી સ્ત્રીઓને સુ
ખ સ્વર્ગ ને મોક્ષ મળે છે તો તે મારા ધર્મમાં
આપને આશિર્વાદે હું કદી પણ ભુલ આવવા નહીં
દઉં એ આપ ખાત્રીથી જાણજો વળી સ્વપ્નામાં
મને ભગવતિએ પણ તેનેજ વરવા આજ્ઞા
કરી છે તો પછી જેને વરવા ભગવતીએ આજ્ઞા
કરી છે તેને છોડી અન્ય રાજકુમારને કેમ વરૂં!
મારાંવાલાં માતાજી મને ભગવતીએ એને વર-
વા આજ્ઞા કરી છે એટલુંજ નહી પણ.

## ગિતિ.

રૂડે અંતઃકરણે આલેખી છે છબી સુદર્શનની,
તે પ્રિયપતિ તજીને ઈચ્છા બીજે નથીજ કરવાની ૧

**વિદર્ભી**—પુત્રી આવી હઠ તારે કરવી જોઇતી નથી અ-
મો જે કહીએ છીએ તે તારા ભલાને માટેજ
કહીએ છીએ માટે મારી કહેલી સઘળી વાત ધ્યા-
નમાં રાખી તું વિચાર કરજે જેથી તારૂં સારૂં

થાય લે હવે હું જાઉ છું સમજી?

**શશિકળા**—(તેને વીદાય કરવા જતાં જતાં) માતાજી મેં જે ઠરાવ કર્યો છે તે વિચાર કરીનેજ કરેલો છે. માટે આપે હવે મારી ઇચ્છા પ્રમાણે કરવા દેવાને મારા પીતાજીને સમજાવવા અને એ શુભ દિવસ મને સત્વર દેખાડવા કૃપા કરવી એટલી મારી પ્રાર્થના છે (એટલું બોલી રહી નથી તેટલામાં તો તેની માતાજી ચાલતાં થયાં તેથી શોકમય સ્થિતીમાં) માતાજીને મારે જે નિવેદન કરવાનું હતું તે મારી ઈચ્છા વીરૂધ પણ મેં કર્યું તોપણ તેથી કાંઇ માતુશ્રીના મન ઉપર અસર થઈ હોય તેમ લાગતું નથી હવે તો ભગવતીની ઇચ્છા હોયને થાય તે ખરૂં બાકી તો હાથ હેઠા પડ્યા જેવું છે. જોઉછું આગળ ઉપર શું થાય છે જો તેઓ આડાં આવે અને જગદંબા પોતે આપેલા વરને વરાવા સાહ્ય ન કરે તો પ્રાણ ત્યાગ કરવો તે ખરો પણ સુદર્શન સિવાય બીજાને વરવું નહીં અથવા આ હાથે અન્યનો પાણી ગૃહણ કરવો નહી મારા ઠરાવમાં હું તો દૃઢ રેહેવાની માટે હે ભગવતી હવે.



## ગાયન.

(બ્હારે વળજોરે વીઠલા એ રાગ).

આશા કરજેરે ઈશ્વરી
નથી હવે પક્ષ લેગારે માન
વચને તારે રે હું વરી
ચુકી છું સુદર્શન સાથ. આશા ૧

આશા ભાગશે માહરી
તોતો પ્રાણ તજીસ ખચીત
કીર્તી ઘટશેરે તાહરી
મર્તા જણાવીશ પણ તુંની ચીત આશા ૨

માટે દેવી કદાપી હું હીણ ભાગીણી હોઉ તો પણ તું તારા પણની હવે લાજ રાખજે માતા, મને એ વર આપજે (એમ કહી હાથ જોડી આંખો મીચી નમન કરે છે ને પછી થોડી વારે) ચાલ હવે તો પુસ્તકશાળામાં જઇ પાઠ કરી નાંખું. ગુરૂજીને આવવાનો સમય થયો સાયંકાળે સખીયો આવવાની છે તે આવશે ત્યારે આ બનેલી વાત તેમને કહીશ.

(એમ બોલી જાય છે)



## પ્રવેશ ૬ ઠ્ઠો.

(સ્થળ શશિકળા અને તેની સખિયો)

**ઇન્દુમતિ**—સખિ? શશિકળા તા'રાં માતાજી તો કશું માનતાંજ નથી તે કહે છે કે એ વનવારીને તો હું કદી પણ પરણવા નહિં દઉં.

**મધુમતિ**—ઇન્દુમતિ! એમ માં બોલ. અન્તે એમણે કહ્યું છે કે હું મારી લાડકડીને કદીએ દુભાવા દેવાની નથી, વનવાસી છે તો "મારે ઘેર રાખીશ" માટે સખિ શશિકળા! તું શોકાતુર થઈશ નહિં સૌ ઠેકાણે આવશે.

**શશિકળા**—સખિઓ! પિતાજી માનવાના નથી. માટે હજી તમે પ્રયત્ન કરજો. સુદર્શનને તેઓ આમંત્રણ કરવાના નથી એટલે એ શી રીતે અહિં આવશે. ખરે અંતે કશુંએ નહિં ચાલે તો હું આ કટાર મારીને મરી જઇશ.

**ઇન્દુમતિ**—તારા પિતાજીને તો કંઇ નથી એતો જેમ કહીએ તેમ કબુલ કરે છે. પિતાજી આમંત્રણ ન મોકલવાના હોય તો, તું સ્વયંર આમંત્રણ મોકલ.

**મધુમતિ**—એમ તે થાય!

**ઈન્દુમતિ**—કેમ ન થાય રૂક્ષમાણીએ શું કર્યું હતું કન્યા તો આમંત્રણ મોકલી શકે છે એમાં કંઇબાધ નથી.

**શશિકળા**—સખિઓ ખરે એ પ્રમાણે કરવું મને પણ

ઠીક લાગે છે પરંતુ આમંત્રણ લઈને જાય કોણ?

**ઇન્દુમતિ**—આપણા પુરોહિતનો પુત્ર જશે એમાં શું!

**મધુમતિ**—હા સખિ શશિકળા એ **દેવદત્ત** બિચારો બહુ ભલો છે એને મોકલો સમજુ પણ સારોછે.

**શશિકળા**—અલિ! વસુમતિ! જા ત્યારે એ દેવદત્તને બોલાવી લાવ.

**વસુમતિ**—જેવી ભર્તૃદારિકાની આજ્ઞા! (જાય છે)

**શશિકળા**—સખિઓ ચાલો ત્યારે મને કેમ આમંત્રણ પત્રિકા લખવી તે બતાવો.

**ઇન્દુમતિ**—તું ક્યાં ઓછી વિદ્વાન છે પ્રેમપત્રિકા તો ગાંડી ઘેલી હોય તોય ચાલે.

**શશિકળા**—ચાલો ન બતાવશો! જ્યારે હું વધારે પુછું છું ત્યારે તું વધારે મોંઘી થાય છે.

**વસુમતિ**—(દેવદત્ત સાથે પ્રવેશ કરે છે) આમ! આમ! બ્રહ્મપુત્ર!

**દેવદત્ત**—જય જય ભર્તૃદારિકા!

**શશિકળા**—ભલે પધાર્યા મહારાજ! (ઇન્દુમતિને) લે આ પત્રિકા આપી જે સમજાવવું હોય તે સમજાવીને આપ.

**ઇન્દુમતિ**—મહારાજ! આવો હું તમને સમજાવું. (એકાન્તમાં મહારાજને સમજ પાડી વિદાય કરે છે)

**મધુમતિ**—કેમ ઇન્દુમતિ! તેંતો ઝટ દઈને મહારાજને વિદાય કર્યા.

**ઇન્દુમતિ**—સખિ! સઘળી સમજ પાડી છે અને એણે પોતે કબુલ કર્યું છે, કે થાય તેટલું કરીને ગુપ્ત રાખીશ. પછી શું કહેવાનું હતું.

**મધુમતિ**—ચાલો ત્યારે આપણે જાઇએ. કેમ બેન રજા છેકે!

**શશિકળા**—જેવી ઇચ્છા ચાલો હુંય માતાજી પાસે જાઉછું.

(સર્વે જાય છે)

**त्रितियो ऽङ्क समाप्त.**



# अङ्क ४ थो.

## પ્રવેશ ૧ પહેલો.

### સ્થળ ઉદ્યાન.

**કૃષ્ણશર્મા**— ગિતિ.

ઉચીત નથી માટે આ ઋતુ ઋતુ થઈ નથી જેની,
ધારૂં છું હું એક પણ પ્રિય તારા વિચાર તું કે'ની. ૧

**સુદર્શન**—વાત ખરી છે મિત્ર વિચાર મળતા સહુ તને મારા
પણ નિંદે ઋતુ એ વિચાર હું તુજ ગણું નહી સારા ૨

(આમ ફરતા ફરતા જાય છે તેવામાં એક દ્વીજરાજને જોઇ)
મિત્ર કૃષ્ણશર્મા પેલા કોણ દ્વીજરાજ છે વારૂં ?

**કૃષ્ણશર્મા**—કોણ જાણે મિત્ર પણ બ્હારના હોય એમ લાગે છે
(એટલામાં દ્વીજરાજ પાસે આવવાથી)

**સુદર્શન**—(પ્રણામ કરી) પધારો ભૂદેવ ક્યાંથી આવવું થાય છે ?

**દેવદત્ત**—આપનો જય થાવ મહારાજ. હું કાશિપુરીથી કાંઇ કાર્ય પ્રસંગે કુમાર સુદર્શનની પાસે આવેલો છું. તેઓ મને ક્યાં મળશે ?

**કૃષ્ણશર્મા**—મહારાજ એ પોતેજ સુદર્શન છે.

**દેવદત્ત**—(સાનંદ) ત્યારે તો બહુ સારૂં ભાઇ (પાઘડીમાં-થી ટીપણું કાઢી થોડુંક ઉકેલી માંહાથી એક પ-

ત્ર કાઢીને સુદર્શનને આપે છે) મહારાજ આ એક આપના ઉપરની કુમકુમપત્રીકા છે.

**સુદર્શન**—(હાથમાં લેતાં) દ્વીજરાજ! એ આપને કોણે આપી છે?

**દેવદત્ત**—મહારાજ કાશીક્ષેત્રના પ્રતાપવંત રાજા સુબાહુએ પોતાની કુંવરી શશિકળાનો ઇચ્છાસ્વયંવર આરંભ્યો છે અને તેનું શુભ મુહુર્ત વૈશાક સુદ પંચમીનું નિર્ધાર્યું છે તે પ્રસંગે તેમાં પધારવાનું પત્ર લખનાર આપને આમંત્રણ કરે છે તે સર્વ પત્રિકા વાંચ્યે આપને નિવેદન થશે.

**કૃષ્ણશર્મા**—આપ બહુ શ્રીમીત થયા હશો મહારાજ (વિદ્યાર્થીને) વિદ્યાર્થી આ મહારાજને આશ્રમમાં લઇ જઇ તેમની ભોજન વગેરેની સર્વ આગતા સ્વાગતા કરો કોઈ પણ રીતે તેમને શ્રમ પડે નહીં (મહારાજને) મહારાજ આપ એની સાથે સિધારી નીત્ય કર્માદીથી પરવારી લ્યો એટલામાં અમો ત્યાં આવી પહોંચીએ છીએ.

**દેવદત્ત**—બહુ સારૂં મહારાજ (વિદ્યાર્થી સાથે જાય છે)

**સુદર્શન**—(પત્ર જોઇ જઇને લગાર સ્મીત સાથે) પ્રિય સખે લ્યો આ પત્ર વાંચો (આપે છે તે લેતાં)

**કૃષ્ણશર્મા**—મારે વાંચવા જેવો છે?

**સુદર્શન**—આપથી કાંઈ પણ ગુપ્ત રાખવા જેવું નથી મૈત્રીમાં શું ગુપ્ત હોય વારૂં? લગાર રાગ કાઢીને

વાંચજો હોં કેમકે આપનો રાગ સારો છે.

**કૃષ્ણશર્મા**—આપની એવીજ ઇચ્છા છે કે તે મારે વાંચવું અને તે પણ રાગ સાથે તો લ્યો સાંભળો (વાંચે છે) "કિર્તિએ પ્રેમ પાશે સાંકળી પ્રેમ ઘેલીની સંભાળ ન લેનાર પ્રાણ પ્રિય સુદર્શનની પવિત્ર સેવામાં"

## ગાયન.

(રામ લક્ષ્મણ વનમાં સિધારતાં; એ રાગ)

લખે કાશીરાજાની કુમારિકા,
પ્રણમી શશિકળા ઈચ્છી દર્શન;
જહાં સુદર્શન—સ્વયંવરમાં આવજો. ૧

મમ તાતે સ્વયંવર આદર્યો,
ધામધુમ કરી છે આ વાર;
આમંત્રણ અપાર—સ્વયંવરમાં આવજો. ૨

અન્ય રાજકુંવર અહિં આવશે,
પણ તેતો છે ભાઈ ને બાપ;
વિના એક આપ—સ્વયંવરમાં આવજો. ૩

કાંકે કિર્તિ સુણી છે મેં જ્યારથી,
બંદીજનતણે મુખે અમાપ;
અનુરાગી છું આપ—સ્વયંવરમાં આવજો. ૪

પ્યારા અનુરાગ લાગ્યો છે જ્યારથી,
તાલા વેલી લાગી મારે તંન;
તે બાળે છે મંન—સ્વયંવરમાં આવજો. ૫

રૂપ ગુણ ને જ્ઞાનનાં આપના,
સુણ્યાં વખાંણ જ્યારથી મુખ;
ખોયું ત્યાંથી સુખ—સ્વયંવરમાં આવજો. ૬

વળી સ્વપ્ને જગદંબાએ આવી ને,
આજ્ઞાનુંસાર રીતે સપ્રિત;
દ્રઢ ચિત્તે ખચીત—સ્વયંવરમાં આવજો. ૭

વરી તમને મન કર્મ વચંનથી,
તેથી અન્ય મા બાપ કે' તોય;
વરૂં નહીં કોય—સ્વયંવરમાં આવજો. ૮

કરશે કલ્યાણ આપણું ઇશ્વરી,
વશ પૃથ્વી છે જેને સકળ;
ગણી તેનું બળ—સ્વયંવરમાં આવજો. ૯

નંથી સમૃદ્ધી મારે રે જોઇતી,
નથી રાજ તણું કાંઇ કામ;
ન ચહુ ધન ધામ—સ્વયંવરમાં આવજો. ૧૦

મમ તાત કંકોતરી ના લખે,
કદી સ્વયંવરની તોય નાથ;
માટે હું અનાથ—સ્વયંવરમાં આવજો. ૧૧

પ્રાણાધાર વિનતી વાંચી આટલી,
નહીં આવી ગૃહો મુજ હાથ;
તજુ પ્રાણ નાથ—સ્વયંવરમાં આવજો. ૧૨

## ગીતિ.

ઇશ્વરી આજ્ઞા ખોટી થાવાની નથી કદિ તમે જાણો,
વરી છું વરીશ તમને તમને માટે દયા મને આણો. ૧

(પત્ર વાંચી રહ્યા પછી) મિત્ર સુદર્શન હવે મેં આ પત્ર વાંચ્યું તો તે વિશેનો મારે એક સંદેહ કેહેવાનો છે તે આ સમયે મારે આપને જણાવવો જોઇએ કે જે આટલા દિવસ લાજને લીધે કેહેવાને મારૂં મન પાછું હઠતું હતું.

## દોધક છંદ.

કાશિપુરી પ્રિય હું ગયો જ્યારે,
બાળ દીઠીતી મેં રાયની ત્યારે;
ચંપકમાં સખીયો તણી સાથે,
સ્ફુર્તિ હતી ફુલ વિણતી હાથે. ૧

આશ્રમની પડપુછ કરીતી,
ભ્રાન્તીજ મારી તહીથી થઇતી;
કે કુણ કારણ બાળ પુછંતી
પ્રાણ અને મન કેમ બળંતી. ૨

એનું કારણ હવે આ પત્ર ઉપરથી મારા સમ-
જવામાં આવ્યું.

સુદર્શન **નારાચ છંદ.**

ક્યારે પ્રિયે દિઠીતું કે' કેવી હતી કેવે ગુણે
ઇચ્છતી તે મુજને સાચુ કહે પરણે સુને. ૧

**કૃષ્ણશર્મા**-ચતુરા નથી થૈ ચાંદની રૂપ જ્ઞાન ગુણ ચઢતાં ઘણાં
ડાપણ અને વળી યોગ્યતાથી જોડ તારી નહીં મણા.
થૈછે અતી શ્રવણાનુંરાગી તાહરી બહુ દિનથી
ઝંખેછે ભેટો તાહરો વરવા ચહે એ પ્રિતથી. ૩

સુદર્શન **ભુજંગી છંદ.**

હશે મુંજ માટે ખરી જોડ જાણું
પ્રિયે તુજમાં વ્હેમલેશેન આણું
હવે તો જઇને વરૂં એહને હું
લીયે જો રજા યુક્તિએ માતની તું. ૧
કારણ કે આ વિષયમાં મિત્ર તમે જાણો છો કે
મારાથી તેમને કાંઇ પણ કહી શકાય નહીં. અને
તેમાં તેમની તથા પીતા ભારદ્વાજની સમત્તીની
અવસ્ય છે માટે.

**શિખરણી છંદ.**

ગણો સ્નેહી જ્યારે પરમ તમ ચૂકો નહીં સખા
કહેજો આ પ્રિતે સરવ મમ માને પ્રિય સખા

વિચારીને જેથી સરવ સમજી લે મન મહીં
કહેવાશે નાહીં શરમ થકી હુંથી કંઇ તહીં. ૧

તેથી એટલું કામ આપને કરવું પડશે.

**કૃષ્ણશર્મા** ઝુલણા છંદ.

ધાસતી મંનમાં લેશ રાખો નહીં વાત હું રીતથી સર્વ ભાખું
એવી રીતે પ્રિયે જોઇ રે'શો તમે માજીને મંન હસાવી નાંખુ
જેથી હર્ષે કરી આગના આપીને મોકલે આપને કાશીપુરી
ધારણા જેથી તુ મંનની ઇશની ક્યાંથી ત્યાં થાય પુરી. ૧

માટે એ સર્વ વૃતાન્ત યુક્તિથી તેમને સર્વને નિ-
વેદન કરવા હું માથે રાખું છું પછી કાંઇ.

**સુદર્શન**—પછી એ કે કદાપી તેઓની આજ્ઞા મળે અને
ત્યાં જવું થાય તો આપે મારી સાથે પધાર-
વા શ્રય લેવો.

**કૃષ્ણશર્મા**—(અત્યંત હર્ષ સહીત) એવે સમયે વળી આ-
વવા કોઇના કહેતું હશે ખરૂં કે? પ્રિય મિત્ર
મારૂં. એક બીજુ ધ્યાન પહોચે છે કે જો આ-
પને અડચણ ન હોય તો આપણે એ દ્વીજરાજ-
ને પિતા ભારદ્વાજ પાસે લઇ જઇએ.

**સુદર્શન**—હું ધારૂં છું કે આ વાત માતા મનોરમા અને
તેઓ હોય તે સમયે થાય તો સારૂં અને તેથી
તેને માટે આ સમય અનુકુલ છે શાથી કે પીતા

ભારદ્વાજ નિયમ પ્રમાણે શિવાલયમાં જતાં હમ-
ણાં તેમને મળવા માટે આવશે માટે હવે આ-
પણે ચાલો કે લાગ પડતી વાત કરવાને આપ-
નાથી બની આવે.

**કૃષ્ણાશર્મા**—જો એમ હોય તો તો અત્યોત્તમ પ્રસંગ ક
હેવાય ચાલો દ્વીજરાજને પણ સાથેજ તેડતા જ-
ઇશું (બેઉ જાય છે)



# પ્રવેશ ૨ જો.

## સ્થળ ઋષિ આશ્રમ.

**મનોરમા**—અહા! કાશીરાજની પુત્રીએ આમંત્રણ મોકલ્યું છે એતો મને અમૃતમાં નવરાવે છે. દેવિ! તારી પ્રભા અપાર છે. હા! તાત! આ સમયે આપ જીવતા હોત તો મારા આનંદની સિમા પણ રહત.

**વિઠ્ઠલ**—દેવિ? ભગવાન ભારદ્વાજ પધારે છે.

(ઋષિ પ્રવેશ કરે છે.)

**ભારદ્વાજ**—પુત્રિ મનોરમે! દેવી ભગવતીએ તારી આશાઓને અંકુર આપ્યાં છે. કૃષ્ણશર્મા કેહેતો હતો કે તું નથી જવા દેવાની! બેટા એમ ભય ધરવાનું કંઇ કારણ નથી.

**મનોરમા**—પિતાજી ત્યાં મોટા મોટા રાજવી આવે ને આ અયોધ્યાનો તિલકકુમાર દાસ દાસી રહીત જાય તે સારૂં દેખાય! વળી ત્યાં શત્રુઓજ મળવાના કન્યાને માટે યુદ્ધ થાય તો આ બાળક શું કરે એટલા માટેજ મારો જીવ ચાલતો નથી.

**ભારદ્વાજ**—પુત્રિ! રામ લક્ષમણ ક્યારે રાજ ઠાઠથી સ્વયંવરમાં ગયા હતા એતો ચાલ્યાં જાય છે. ક્ષત્રિનો પુત્ર છે એને એમ ક્યાં સુધી વરાવાનો છે.

માટે ભલે જવા દે.

**કૃષ્ણશર્મા**—દેવિ ! ભગવાન ખરૂં કહે છે? હું એમની સાથે જાઊં છું માટે તમે આજ્ઞા આપો.

**ભારદ્વાજ**—(વિદ્યાર્થીને બોલાવી રથ જોડવાનો આદેશ આપે છે) પુત્રિ વિજયજ માત્ર એના ભાવીમાં છે માટે તારે ચિન્તા કરવી નહિં !

**વિદલ્લ**—ચાલો કુમાર તો તત્પર છે. (સુદર્શનને) માતાજી-ની તથા તાત ભારદ્વાજની આજ્ઞા લઈ દેવ હવે ચાલો.

(સુદર્શન પગે પડે છે.)

**ભારદ્વાજ**—વિજય કરીને તારી ઇષ્ટ વાંચ્છના સાથે વહેલો પધારજે એજ.

**ઋષિપત્નીઓ**—પુત્ર ! વધૂ મૂખ કમળ જોવાનેજ પ્રાણ ધારણ કરી રહેલી તારી જનેતાને પરણી આવી આનંદ આપ.

**મનોરમા**—લાડકવાયા? વિચારીને તથા હું દુઃખીયારીના સામું જોઇને યુદ્ધ આદરજે એજ.

( સર્વે રથમાં બેસી કાશીપુરીનો પંથ પકડે છે. )



## પ્રવેશ ૩ જો.

**મધુમતિ**—સખી ઇન્દુમતિ આપણી સખી પોતાનો બોલ પાળશે એમ ખાત્રી રાખજો કેમ સખી શશિકળા બોલતી નથી ?

**શશિકળા**— ગાયન.

(મારૂં સોનાનું છે બેડું રે છેલ છબીલાછોગાળા; એરાગ)

સુંવાત કરૂં હું બે'નીરે ચીત્તન ઠેકાણે મારૂં
જે ભમતું ચારે પાસેરે તકે મહીં હમણાં ધારૂં. ૧

દેવદત્ત સખીના આવ્યોરે ચેન પડે ના કો વાતે
મનડું મુઝાયે મારૂ રે સમજવું તોયે ભાતે. ૨

સખી કેવી હુંજ અનાડીરે જવાબ ના માગ્યોએનો,
લખી કાગળમાં સૌ પ્રિતેરે નીરણયતો થાતેએનો—૩

**ઈન્દુમતિ**—સે હવે એ લવરી રહેવાદઇ મારી વાત સાંભળીશ ?

**શશિકળા**— દોહરો.

નથી સાંભળવા કાનઆ બે'ની તારાંવાક્ય,
એતો છે સુણવા કાજે જે સુદર્શનનાં વાક્ય. ૧

**મધુમતિ**—પણ એના વિશેનીજ કાંઇ વાત હોય તો પછી?

**શશિકળા**--તે હોય તો સુખેથી કહે આ કાન સાંભળવાને

માટે અત્યાતુર છે.

**ઈન્દુમતિ**—એટલું બધું કાંઈ કારણ નથી.

**મધુમતિ**—સખી ઇન્દુમતિ એટલું બધુ ખાટું લગાડવું યોગ્ય નથી તું નથી જાણતી કે આપણી સખી-નું ચીત્ત હમણાં સ્થીર નથી ?

**વસુમતિ**—(એટલામાં પ્રવેશ કરીને) દેવદત્ત મહારાજ આવ્યા છે તે આપને મળવા ઇચ્છે છે.

**શશિકળા**—(સહર્ષ) ક્યાં છે તે દાસી મોકલ સત્વર તેમ-ને મારી પાસે સખીઓ દેવદત્ત આવ્યો હોય તો કોણ જાણે શાય સમાચાર લાવ્યો હશે (એટલા-માં દેવદત્ત પ્રવેશ કરે છે તેને) ભાઈ દેવદત્ત કે-હે શા સમાચાર લાવ્યો છું ?

**ઇન્દુમતિ**—(વચમાં) સખી તેને લગાર બેસવા તો દે ? જે હશે તે ખરા હવે તેમાં ફેરફાર થનાર છે ?

**શશિકળા**—(ક્રોધ યુક્ત) સખી ઈન્દુમતિ હું તને પુછું છું કે વચ્ચે બોલે છે. (દેવદત્તને) કહેની ભાઈ કેટલી વાર ?

**દેવદત્ત**—તેમણે પોતે આવવાને સ્વીકાર્યું છે જે વૈશાકસુદ ૩ ને દિવસે તેઓ અહીં આવશે. ઉતારા માટે - તમારા કહેવા પ્રમાણે મેં તેમને આપણી બ્હાર-ની વાડી બતાવેલી છે માટે ત્યાં સર્વ ગોઠવણ થવી જોઈએ.

**શશિકળા**—(સહર્ષ તે સર્વ ગોઠવણ કરાવી મુકેલી છે તે-
ની લગારે કાળજી રાખીશ નહીં.

**ઇન્દુમતિ**—ભાઇ ત્યાંના કાંઇ જાણવા જેવા સમાચાર હોય
તો જણાવો અમે શું જાણીએ કે ત્યાં આવું છે.

**દેવદત**— **હરિગીત છંદ.**

નૃપનંદીની તુજ પત્ર લેને ઘેર જૈ ભોજન કરી
રૂડી ચંદ્રીકાની રાત્રીમાં પંથે પડયો હું સુંદરી
નાના પ્રકારની નિર્ખતો આરણ્ય લીલા રાતીની
પ્રાતઃસમે જૈ પો'ચીયો સમીપ ચિત્રકુટની. ૧

પુર્વાદ્રિમાં ઉદય થતા કીશોર સુર્યના કરે
અદ્ભૂત અદ્રી શોભતો દીઠો સુનેરી શિખરે
કુટ દ્રુમનાં ખીલી રહેલાં પુષ્પનો વરષાવતો
વરસાદ આશ્રમોપરે વાયુ ધીરો વ્હાતો હતો. ૨

વનમાં ગિરી તલાટીના મયૂરો મધુરા બોલતા
પ્રતિઘોષ તેના અદ્રીની કુંજે ગજાવી મુકતા
કાન્યન સમા વારી તણાં ઝરણો ઝીણાં ઝરતાં હતાં
આગળ વધી જે એક થૈ સરીતા રૂપે થાતાં હતાં. ૩

રળીયાંમણી સુભગા તલાટીના પ્રદેશોમાં ઘણાં
પ્રથક્ પ્રથક્ આવેલ છે રમ્યાશ્રમો ઋષીયો તણા
તેથી કરી વિચાર કરતો ત્યાંહીં હું ઉભો રહ્યો
એવે મળ્યો ઋષી સુત કે જેણે બધો પત્તો કહ્યો. ૪

મહર્ષી ભારદ્વારનો આશ્રમ બતાવીને અને
બીજી આપીને નીશાનીયો વળી પંથ જાવાનો મને
ઋષી સુત તે ચાલ્યો ગયો ને હુંય પંથે પર્વર્યો.
અતિ રમ્ય તે ઋષી રાયના ઉદ્યાનમાં જઇ ઉતર્યો. ૫

મુકી વસ્ત્ર રજની ગંધની એક કુંજમાં બેઠો હતો
તેવે દીઠો રતી નાથ શા પુરૂષને એક આવતો
તુજ પ્રાણની પુછવા ઉઠયો હું ભાળ તેને ભામિની
પણ તેજ તે તો એ હતો નર વર્ગનો શિરોમણી. ૬

વિલાસીનિ તુજ પત્રિકા સ્વયંવરામંત્રણ તણી
કરમાં દિધી મેં તેમના સ્વીકારી જે પ્રિતીએ ઘણી
વાંચી પુરેપુરી જરા મુછમાં હસી કહ્યું મુજને
દ્વીજરાજ આવી આશ્રમે વિશ્રાન્તી લ્યો આ દાસને. ૭

પછી સાંજના દે પત્ર આ તુજ નામનો કહ્યું આપું છું
મૃગલોચનીને ધીર આપી કે'જો કે હું આવું છું
કહી એટલું આપી મને વિદાયગીરી ત્યાં થકી
આનંદથી અહીં આવીયો એ આવશે ભદ્રે? નકી. ૮

**શશિકળા**—(અધીરાપણામાં) દેવદત્ત તે પત્ર તો તેં મને આપ્યો નહીં ક્યાં છે તે લાવની સત્વર.

**દેવદત્ત**—મહારાજ આપું છું (એમ કહી પાઘડીમાંથી ટીપણું કાઢી ઉકેલી પત્ર કાઢી શશિકળાના હાથમાં આપતાં) બા રાજકુમાર વિશે તો હું શું કહું.

મારી પાસે તેમનું વર્ણન કરવા પુરા શબ્દ પણ નથી પણ બે'ન સમુદ્રરૂપી મેખળાવાળી મેદનીના તેજરૂપ, રતીને ઉદ્વેગ કરનાર રૂપ, દેવતાઓના રૂપનો તિરસ્કાર કરનાર, બાહુ બળે સહસ્ત્રાર્જુનનો તિરસ્કાર કરે તેવો, બ્રહસ્પતીના જેવા ગુણનો જ્ઞાતા વિલાશીના વિલાસ પુરનાર એ નરોત્તમના અત્યંત ગુણને રૂપનો ભંડાર.

**મધુમતિ**—(શશિકળા જે પેલો પત્ર વાંચતી ને મંદહાસ્ય કરતી તથા છાતીએ ચાંપતી હતી તેને ) સખી શશિકળા હવે એમને ઘેર જવાની આજ્ઞા આપ અને કહે કે ત્રીજને દિવસે તે વાડીમાં તેમની સ-રભરા કરવા માટે જાય.

**શશિકળા**--સત્ય છે સખી તારૂં કહેવું. ભાઇ દેવદત્ત હવે સુખેથી ઘેર સિધાવો પણ ત્રીજનો દિવસ ભુલતા નાહો. તે દીવસે બ્હારની વાડીએ જજો ને તે-મની સારી રીતે બાલાશ કરજો. બીજાને મોકલું પણ તે અજાણ્યો શુ કરે તમે ત્યાં જઇ આવ્યા છો ને તેઓ પણ તમને ઓળખે છે એટલે ત-મને તથા તેમને તમેજ હોતો ઠીક પડે.

**દેવદત્ત**—તેની કાંઇ ચીન્તા નહીં બે'ન. લ્યો હવે હું જાઊં છું (જાય છે). (સર્વે જાય છે.)



# પ્રવેશ ૪ થો.

## સ્થળ કાશીરાજની બહારની વાડી.

શશિકળા, મધુમતિ, ઈન્દુમતિ, દેવદત્ત પછીથી
સુદર્શન, ને કૃષ્ણશર્મા.

**શશિકળા**—સખીયો આજતો જાણે.

**ઉપજાતિ છંદ.**

વિયોગ વેઠી સરીતા ઉનાળે,
રહેલી થૈ આતુર જેષ્ટકાળે;
આશાઢનો તે જયમ મેઘ પાયે,
અત્યંતવારે ઉભરાઇ જાયે. ૧

સાહેલીયો તેમ મનેગ થાયે,
આનંદ આજે સહુમાં જણાયે;
પીડા સહે પાછળ તે દુ:ખોની,
કરી ખરાબી તટ વારીઓની. ૧

**શશિકળા**—સખી પણ તેના કારણ રૂપ તું છે કે ની, જેની મારી બુદ્ધિ તેવા વિષયમાં લગારે ચાલે છે?

**મધુમતિ**—સખી એતો તારૂં કહેલું ખરૂં છે.

**ઈન્દુમતિ**—આજ કાંઈ બેઉ જણીયોએ જુદોજ વિચાર કર્યો હોય એમ મને ભાસે છે. ઠીક બનાવો ત-

મારાથી બનાવાય તેટલી અને થાવ ખુશી કે તમને તેવાં જોઈ હું પણ મારા મનમાં આનંદ માની લઉ.

**શશિકળા**—સખી આ બનાવાની વાત નથી હું જે કહુ છું તે સત્યજ છે. સખી તારી આગળ પેલા વખણાયેલા કાગભુષંડજી પણ કાંઈજ નથી.

**મધુમતિ**—સખી ઇન્દુમતિ હવે અહીં તો આપણે આવ્યાં પણ હવે કાંઇ સુદર્શનને મળવાની યુક્તી શોધી કાઢુ તો સારૂં કારણ કે તેઓ આવશે તે સમયે આપણાથી કાંઇ અહીં આગળ રહેવાયું?

**શશિકળા**—હા સખી કેમકે કદાપી તેમની સાથે અન્ય માણસો પણ હોય માટે જો આપણે અહીં હોઈએ તો પછી આપણી ધારણા સર્વ વ્યર્થ જાય.

**ઇન્દુમતિ**—(થોડી વાર વિચાર કરી) તેમાં ગભરાવા જેવું કાંઈ નથી આપણે આપણા બીજા બંગલામાં ચાલોની' પછી દેવદત્તને કહી રાખીશું કે તેમને આ બંગલામાં ઉતારો આપી પછીથી કેહેજો કે જો આપને આ બંગલો પસંદ ન હોય તો આ જોડેનો બંગલો જુઓ એમ કહી ત્યાં તેડી લાવે એટલે પછી કાંઇ પંચાતી રહી?

**મધુમતિ**—ના સખી એ વિચાર સત્તરઆની મને ગમ્યો.

**શશિકળા**—સખી તારી યુક્તીઓની હું કેટલી ગણના

કરૂં. હું તારી આભારી થાઉં છું. તેનો બદલો મારાથી વાળી શકાય તેમજ નથી.

**ઇન્દુમતિ**--(વચમાં) **ગીતિ.**

બદલો મળજો તુજને સ્વામી સાથે ગુણી સુતો સોનો,
વિચાર ચાલો કરીએ વિપ્રની સાથે અહીંજ મળવાનો.

**શશિકળા**—દેવદત્તને અહીંજ બોલાવીએ લ્યો હું બોલાવું (બોલાવા જાય છે તેને)

**મધુમતિ**--ના સખી ઊભી રહે હું એને બોલાવી લાવું છું (જાય છે ને દેવદત્ત સાથે પ્રવેશ કરે છે)

**દેવદત્ત**—બા શી આજ્ઞા છે.

**શશિકળા**—ભાઇ જુઓ અમે સર્વ જોડેના બંગલામાં છીએ. એઓ આવે તેમને અહીં ઉતારી પછાથી તમને એકલાનેજ કાંઈ યુક્તિથી જોડેના બંગલામાં તેડી લાવજો તો એમ કહે જો કે આ બંગલો પસંદ ન હોય તો જોડેનો જોવા પધારે.

**દેવદત્ત**—બહુ સારૂ એ તો જેવો લાગ તેવી વાત કરી હું તેમને તેડી લાવીશ આપ સર્વે પધારો હું આ જોડેના ઓરડામાં મંચ વગેરે બરોબર ગોઠવાવું છું. (શશિકળાને તેની સખીયો તથા દેવદત્ત જાય છે) **જે અંતર પરદો પડયે પાછાં આવે છે.**

**શશિકળા—** ગાયન.

(સીતાજીના મહીનાનો રાગ)

બે'ની લાંબો લાંબો પીટચો દીન લાગે ગને આજનો
ઘણું ફરીયાંને હરીયાં તોય ખુટે નહીં ક્યારનો. ૧

સારો દી ગાળે પણ સુર્ય અસ્ત થયા પછી બે ઘડી
ચક્રવાકીને દુસ્સહ થાય તેવી દશામાં પડી. ૨

**ઈન્દુમતિ**—સખી આજનો દીવસ તને લાંબોજ લાગતો હશે હમણા કોઇ વધામણી લાવે કે સુદર્શનની સ્વારી આવી ચુકી તો પછી (ચપટી વગાડતાં) આમ દહાડો જતો રહેશે કેમ?

**શશિકળા**—સખી એમાં તે નવાઇ શું દીઠી?

**દોહરો.**

સ્નેહીને સ્નેહી મળે વેલા જાય આમ,
વાતોમાં વાતો સખી પણ થાયે ન તમાય. ૧

**મધુમતિ**—એતો તારૂં કહેવું સત્ય છે પણ શું સખી અમારી તને લાજ નહી આવે? કે વાતો કરવા મચીશ?

**શશિકળા**—સખી નથી જાણતી કે.

## દોહરો.

( ઈન્દ્રસભાનો રાગ પણ ચાલે છે. )

પ્રેમી બેઉ જ્યાં મળે લાજ રહે નહી લેશ,
આંધાપો છે પ્રેમને જાણે ન શું હમેશ. ૧

અને તેથાજ કરીને વગર લાજે.

પ્યારો મારો જો મળે એન ન હું શરમાઇ,
હળીમળી તમ દેખીતાં પ્રેમ પીઉને પાઉ. ૧

**ઈન્દુમતિ**—સખી મધુમતિ હવે એને બહુ ખીલાવીશ નહીં

**મધુમતિ**—સખી એમતો જાણીશ નહીં એનું કાળજુ એમતો સાધ્ય છે.

**શશિકળા**—સખી ઈન્દુમતિ તું મને ગાંડી ધારે છે વારૂં?

**ઇન્દુમતિ**—હા સખી તારા સ્વાર્થમાં આજ કાલ તું મને ગાંડીજ થઇ હોઉ એમ જણાય છે.

**શશિકળા**—કદાપી તેમ હશે પણ બીજામાં નહીં હો એ વાતની ખાતી રાખજે.

**ઇન્દુમતિ**—સખી શું ખાત્રી રાખવીતી.

**મધુમતિ**—(જોડેના બંગલામાં ધામધુમ થતી જણાયાથી) સખી શશિકળા જાણ્યામાં સ્વારી પધારી હો!

**શશિકળા**—(ચોંકી ઉઠી) હેં! સખી શું કહે છે? ચાલ જોઇએ અટારીમાંથી (અટારીમાં જાય છે) હા

સખી કોઈ તેવુંજ લાગે છે તો ખરૂં (ર-
થમાંથી એક રાજકુંવરને ઉતરતો જોઇ આંગળી
કરી) સખી જો જો પેલાજ હશે હોકે?

**ઈન્દુમતિ**--પેલા તે કોણ શું તેમનું નામ તારા જાણ-
વામાં નથી? કે આમ બાધે ભારે કહે છે?

**શશિકળા**--(સાંભળ્યું ન સાંભળ્યું કરી) સખી જોઈકે
એમની છટા અને રૂપ? વારૂં પેલું કોણ
ઉતરે છે? (દ્રષ્ટીકરી) સખી કોઇ દાસી જેવું તો
જણાયું એ કોણ હશે વારૂં? એમનાં ધાત્રી તો
સાથે નહીં આવ્યાં હોય? હમણાં જે હશે તે જ-
ણાશે. બેહેન ઇન્દુમતિ પેલું બીજું માણસ કોણ
છે વારૂં? એમને તો મેં ક્યાંય દીઠા હોય એમ
લાગે છે.

**ઈન્દુમતિ**--(જોઈને) સખી હું ધારૂં છું કે એતો આપણ
ને ચંપક વનમાં મળ્યા હતા તે દ્વીજરાજ કેમ
વારૂ ખરૂં કેની?

**શશિકળા**--હા સખી હવે મને ફોમ આવી એતો એજ
શું ત્યારે એ એમના મિત્ત છે કે શું? (સર્વેને
દેવદત્ત બંગલામાં લઈ જાય છે તે જોઇ) દેવદત્ત
બહુ ઉતાવળો છે તો પુરા જોવાય ન દીધાં ને
બંગલામાં લઇ ચાલ્યો.

**ઇન્દુમતિ**—તો હવે તેમાં બગડી શું ગયું. હમણાં અહીં
આવશે પછી જોયાજ કરજેની!

**મધુમતિ**—ચાલ સખી હવે આપણે માંહી જઇને બેશી-
એ હવે અહીં કંઇ જોવાનું છે?

**ઈન્દુમતિ**—ના ચાલો પણ સખી હું ધારૂં છું આપણે હ-
વે નીચેના ઓરડામાં ચાલો કેમકે દેવદત્ત તેડી
લાવે તે સમયે તેમને માન આપવું જોઇએ પણ
સખી શશિકળા તું તો ઉપરજ રહે.

**શશિકળા**—ના આ હું તો તમારા પેહેલી ચાલી (ચાલવા
માડે છે)

**મધુમતિ**—સખી શશિકળા ઇન્દુમતિનું કહેલું યથાર્થ છે
માટે તું ઉપર રહે અમે બેઉ જણા જઇએ છી-
એ ને પછી તેમને ઉપર તેડી લાવીશું.

**શશિકળા**—(મનમાં ઇન્દુમતિ જ્યાં ને ત્યાં પોતાની સભ્ય-
તા ચુકતી નથી) (પ્રકાશ) સારૂં ત્યારે તમારો એ-
વો વિચાર છે તો એમ કરો (શોકથી મુખ ઉ-
તરી જાય છે ને બેઉ સખીયો નીચે આવે છે
એટલામાં દેવદત્ત સુદર્શન સાથે પ્રવેશ કરે છે તે-
મને બેઉ જણીયો નમન કરે છે તેને દેવદત્ત આ-
શિર્વાદ દે છે ને સુદર્શન પણ મસ્તક લગાર ન-
માવી તેમના નમનનો સ્વીકાર કરે છે.)

**દેવદત્ત**—(ધીરેથી કુવરીની આ બે સખીયો છે કે) (પ્રકા-
શ) બેહેન મધુમતિ અયોધ્યા પતિના પાટવી
કુમાર સુદર્શનને ઉતારા માટે બંગલો જોવા લઇ
આવ્યો છું માટે આજ્ઞા છે?

**મધુમતિ**—બાઇ સુખેથી પધારો (સાથે ફરી નીચેની બધી ઓરડીયો બતાવજો)

**ઈન્દુમતિ**—કુમારશ્રીને અડચણ ન હોય તો ઉપરના ભાગને પણ પાવન કરશો.

**સુદર્શન**—મને કંઇ અડચણ નથી.

**ઈન્દુમતિ**—તો પધારો (આગળ ચાલે છે ને તેની પાછળ સુદર્શન ચાલે છે ને જાય છે પાછો અંતર પરદો પડી નીશંડીનો ભાગ દેખાય છે ત્યાં જતાં જતાં) મારી પ્રિય સખી શશિકળા આપના દર્શનાર્થે ઉપર ખોટી છે ને તેજ કારણથી આટલો પ્રપંચ કરવો પડ્યો.

**સુદર્શન**—શું તેઓ પોતે અહીં પધારેલાં છે? શા સારૂં એટલો બધો શ્રમ લેવો પડ્યો? (ઉપર જઇ પહોચતાં બધી જગા બતાવતાં બતાવતાં જે ઠેકાણે શશિકળા બેઠેલી છે તે ઠેકાણે આવી પહોચતાં શશિકળાએ મસ્તક નમાવી વંદન કરે છે ને સુદર્શન નેત્રથી તેનો સ્વીકાર કરે છે ને પછી (ઇન્દુમતિ ને) બહુ સારી રીતે શણગારેલુ છે.

**ઇન્દુમતિ**—ગજા પ્રમાણે ઠીક છે આપ આ ભાગ જોતા થશો હું આપને સારૂં પાન ગુલાબ લઇ હમણાં પાછી આવુ છું (એમ કહી નીચે ઉતરી પડે છે ને તત્ક્ષણ શશિકળા બ્હાર નિકળી વંદન કરી)

**શશિકળા**—પ્રાણરક્ષક!

## શાર્દુલવિક્રીડીતછંદ.

વાંચી પત્ર કૃપા કરી મુજ પરે આભારી છું માટ તે,
આશા પુરણુ થાય દાસી તમની ઉપાય યોજો પ્રિયે;
કામે પીડીત કામીની પ્રિય વિના વર્શે નહીં અન્ય ને,
કોટી રીત કર્યે તથા સહુ પ્રિયે લ્યો મુજ આ વેણુને. ૧

**સુદર્શન**—તમારો બોલજ પુર્ણું છે પણ લીધાથી વધુ શું
છે તમારા તેવા ઠરાવ.

## શાર્દુલવિક્રીડીતછંદ.

આભારી છઉ એવી રીત તમના હું પ્રેમ માટે ખરો,
આપું તોય વિચાર શુભ અરથે હું જોઉ મારો ખરો;
વિદ્યા લક્ષ્મી ન ગુણ કાંઇ મુજમાં છે નાહી માટે કરો,
મંન વિચાર અને વિનંતી મુજ આ હેતે હ્રદેમાં ધરો. ૧

રાજાઓ રૂપ ગુણ ને વળી શ્રી એ ભર્પુર અહીં આવશે,
જો વર્શો કદી તેહવો નૃપ તમે તો સુખ સૌ આવશે;
રાજા હું નથી ને નથી મુજ કને વિદ્યોય ભૂ ભામીની,
શ્રી મંત્રી નથી તેમ લસ્કર નથી શું કોં' ચહો કામીની. ૨

**શશિકળા**— **મન્દાક્રાન્તાછંદ.**

હું ચાહુ ના ધન, ધન પતિ તેમ રાજા ભૂમાનો,
ભૂ કે મંત્રી ખપ નથી વળી મ્હેલ કે પાલખીનો;

સૈન્યાની ના ગરજ મુજને રૂપની તેમ કાંઇ,
ગુણે મોહી વરીશ પણુ ઘો બીજુ માગુ ન કાંઇ

મારા હૈડાના હાર શાને માટે આ દાસીનો સ્વીકાર કરતા નથી તે જણાવશો મે'તો મારા મનમાં હતું તે ઉપર આપને જણાવ્યું.

**સુદર્શન**—તમારા એ બોલવા ઉપરથીજ હું અનુમાન કરૂં છું કે

### મન્દાક્રાન્તાછંદ.

સ્થિતિ મારી ખબર તમને છે નહીં ધારૂં છું હું,
તેથી ચાહો વરવું પણ ન્હૈ સુખી થાવો કહું હું;
રેહવું રાને હરણુ રીંછને વ્યાઘ્ર આદી વસે જ્યાં,
ખાવું પ્રિતે ફળ ફુલ ચહો તે શું આવી તમે જ્યાં. ૧

**શશિકળા**—આપના અનુરાગે અને ઈશ્વરીના વરદાને આપની થઇ ચુકેલી અર્ધાંગનાને તે સર્વ જાણમાં છે પરન્તુ.

### વસંતતિલકાછંદ.

માને નહીં તમ વિના સુખ આ ભૂમીમાં,
હર્મ્યે, પુરે, ઉપવને કૈ દાસી મનમાં;
માટે કરો પ્રિય હવે અનુગ્રહ પ્રિયાનો,
આપો સહર્ષ વર પ્રિય હવે વર્યાનો. ૧

(એમ કહી તેને પગે પડે છે તેને ઉઠાડી)

**સુદર્શન**—આમ કરવાનું કશું કારણ નથી હજુ પણઃ—

**વસંતતિલકાછંદ.**

ધારૂં ફરી સહુ સખી મળીને વિચારો,
છે યોગ્ય હાથ તમને ધરવોજ મારો;
મુને વરી જનમ દુઃખ મહીં તમારો,
આવી પડ્યો સુખ ન કોઇજ રીત ધારો. ૧

કંગાલ વેશ ધરી ઋષી સમો ફરૂં છું,
વ[illegible]ા હું અંગ વળી વલ્કલનાં ધરૂં છું;
શય્યા હું ભૂમીતળની પ્રિતથી કરૂં છું,
ના યોગ્ય તે સુતનુને નથી તે ડરૂં છું. ૨

**શશિકળા**— **ઈંદ્રવ્રજાછંદ.**

ડર્યો તણી કાંઈ જરૂર નાહીં કરો સુખી આ કરનેજ ધારી,
થશે થવાનું પ્રિય જેહ ભાવી જગદંબ આપે સુખ સર્વ આવી૧

(એમ બોલી સુદર્શનનો હાથ પકડી) અવિનયને માટે ક્ષમા ચહુ છું.

**પણ**-- **ઈંદ્રવજાછંદ.**

માનો પ્રિયે જો વરશો નહીં તો
હરેક બ્હાને દૌ પ્રાણ હુતો.

અજ્ઞાન તો હું પણ અંબીકાની
વરી તમોને ન થઉ બીજાની. ૧

માટે દાસીનો અનુગ્રહ કરો હવે ન તલસાવો (એમ કહી ગદ્ ગદ્ કંઠે તેમને પાલવ પાથરે છે તેથી)

**સુદર્શન**—આમ કરવાની શું અગત્ય છે? જ્યારે તમે મારૂં માનતાંજ નથી અને એમજ હઠ લઇ બેઠાં છો તો પછી.

## ઇદ્રવજાછંદ.

ઉપાય મારો નથી પ્રાણ પ્યારી
પર્ણી પ્રિયા કેદી કરૂં ન ન્યારી,
લે વેણ મારૂં ખુશી થાતું પ્યારી
જણાવજે વાત સખી શું તારી. ૧

(એમ કહી શશિકળાના હાથમાં વેણુ આપવા પોતાનો હાથ લાંબો કરે છે તે શશિકળા પોતાનો જમણો હાથ લાંબો કરી લે છે) કેમ હવે આનંદ પાંમ્યાં?

**શશિકળા**—હવે પ્રસન્ન થવાનું શું પુછો છો સ્વામીન.

## શિખરણી છંદ.

થયું જાણું પ્યારા જીવન ફળદા આજ પ્રિય હું તો
તમો એ સ્વીકારી સબળ ઉપકારો અવધી તો

ખરે દાસી જાણે ગુણ કદિય તેના ગણી શકુ
પુરે આશો પ્યારા મનની જગદંબા મન ચહુ. ૧

સુદર્શન— શિખરણી છંદ.

થશે સારૂ પ્યારી ભગવતી કૃપાએ ગણ સહુ
વિચારો તું ના લે વિઘન કદી થાવા મન કહું
કદિ થાગે કાંઇ નથી લગીર તેનો ડર મને
ચહે છે તો પ્યારી વરૂ કદીક છે જો જીવ તને. ૧

નથી બ્હીતો યુદ્ધે કદીક કરવું જો પ્રિય પડે
નથી વ્હારો તોયે કદીક દસ ક્ષોણી દળ ચઢે.
ખમુ ક્ષત્રી જાયો ખડગ તીર જો આ તન પડે
પરન્તુ તે ટાંણે ખચીત પ્રિય તારી પ્રિત નડે— ૨

પરન્તુ ઈશ્વરી તે સમય આણનાર નથી અને કદાપિ તે સમય આવ્યો અને કાંઈ વિપ્રિય થાય તો.

શાર્દૂલવિક્રિડીતછંદ.

તારા કોલથી તુજને કરૂ છઉં મુક્ત વ્હાલી પ્રિયા
કર્જે અન્ય પતિ પ્રિયે ખુશી થકી એમાં નથી વિક્રીયા
છે આશા મુજ બોલને અનુગ્રહી ચાલે પ્રિયે તે પરે
જેથી આ ભવનાં સમુહ દુઃખ તુ દેવ્યામ્બીકા તો હરે–૧

શશિકળા—(તને કોટી કરી) મારા વ્હાલા પતિ ઇશ્વરી

તેવો સમય આપણા શત્રુઓને પણ ન દેખાડે. આપે મને કેવી ધારી વારૂં? આ દેહ આપને અર્પો છે તે બીજાની થવાનીજ નથી. જો ભગવતી તેવોજ સમય આપે તો આપની પાછળ આ દેહ પણ ત્યાગ કરવાની એ વાત નક્કી જાણજો પ્યારા.

**સુદર્શન**—હવે વિલંબ ઘણો થયો માટે ઉતારા ઉપર જવું જોઈએ, કેમ ત્યાં સર્વ વાટ જોતા હશે તેથી આજ્ઞા આપો તો સારૂ.

**શશિકળા**—પ્રાણનાથ આજ્ઞા આપો એ શબ્દ હવે વાપરવો આપને યોગ્ય છે? આ નેત્ર આપનાં સુખદાયી દર્શનથી વિરક્ત રહેવા નથી ઈચ્છતાં પણ હજુ તેમને એ સજા ભોગવવી ભાગ્ય છે તો પછી (બોલતાં બોલતાં અટકી જાય છે.)

**સુદર્શન**—હવે તેમની તે સજાનો અન્ત આવવાને વાર તો નથી. જે સમય બાકી છે તે પુરો કરવા તેઓ સહન શીળતા ધરશે એમ ધારૂં છું (એમ કહી જવાની તૈયારી કરે છે).

**શશિકળા**—પ્રાણપ્રિય હવે દાસીનો મેળાપ તે દિવસેજ થશે માટે કાંઇ પણ અવિનય થયો હોય તેને માટે ક્ષમા કરશો.

**સુદર્શન**—(જતાં જતાં) લગ્નને લગતી તેવી કાંઇ પણ જા-

ણવા જેવી વાત હોય તો તે મને જણાવામાં આવશેજ એવી ખાત્રી છે.

**શશિકળા**—વગર વિલંબે તે આપને નીવેદન કરીશ એ વિશે કાંઇ પણ ચિન્તા આપ કરશો નહીં ચાલો હું પણ હવે મારી સખિયો પાસે નીચે આવુંછું (બેઉજણ આગળ પાછળ નીચે ઉતરે છે)

**સુદર્શન**—(દેવદત્તને) ક્ષીજરાજ જે બંગાલામાં ઉતારો છે તેજ ઠીક છે કારણ કે આના કરતાં તેમાં સર્વ પ્રકારની સોઇ સારી છે માટે ચાલો હવે આપણે ત્યાં જઇએ.

**દેવદત્ત**—જેવી આપની ઇચ્છા પધારો. (બેઉ જાય છે)

**શશિકળા**—(સહર્ષ પોતાની સખીઓને)

### વસંતતિલકાછંદ.

સાહેલી એસ્મરથી છે રૂપમાં રૂપાળો,
મા'બાહુઓ મહીશુરે પણ છે શુરાળો;
જ્ઞાની ગુણી ચતુર કાવ્ય રસે રસીલો,
એ યોગ્ય છે પુરણ પ્રેમરસે રસીલો. ૧

**ઈન્દુમતિ**—સખી શશિકળા હવે આપણે જવું જોઇએ વિલંબ ઘણો થયો માટે ચાલો આપણે ઘેર વાતો કરી શું.

**શશિકળા**—ચાલો સખીયો. (સર્વ જાય છે.)

## પ્રવેશ ૫ મો.

### સ્થળ સુદર્શનનો ઉતારો.

**કૃષ્ણશર્મા**—પ્રિય-મિત્ર આપને તો કાંઇ ઘણી વાર થઇને શું.
**સુદર્શન**—પ્રિય બંગલો દેખાડવામાં કિન્ચીત્ ગુહ્ય સંકેત હતો.
**કૃષ્ણશર્મા**—કેમ વારૂં ?
**સુદર્શન**— **શાર્દુલવિક્રીડિત છંદ.**

રાખેલો મળવા તણો પ્રિય હશે સંકેત એ મ્હેલમાં;
તેથી ત્યાં હતી એ સખા શશિકળા સાહેલીઓ સાથમાં;
મીઠા બોલડિ મીત્ર વર્ય મુજને એ યોગ્ય છે યૌવના,
પે'લે માળ મળી મને પ્રિયતમા પ્રેમે પડેલી પુરા. ૧

**કૃષ્ણશર્મા**— **દોધક છંદ.**

તોપણ છે ત્તરૂણી તણી જાતી માટે વિવેક સર્વ વિચારી,
એ પરીચયવાળી સખીને પુર્ણ પ્રિયા પરખોજી પુછીને. ૧

પણ કેમ મિત્ત મારા કહેવા પ્રમાણે તે આપને યોગ્ય છે કે નહી વારૂં ?

**સુદર્શન**— **વસંતતિલકા છંદ.**

છે મિત્ર લાયક ખરેખર એ કુમારી,
માટે કરીશ પરણી મમ પ્રાણ પ્યારી;
એ જેવી છે વરી મને ત્યમ હું વર્યો છું,
મેળો થયા પછી હું ભાનજ સૌ ભુલ્યો છું. ૧

**કૃષ્ણશર્મા**—જ્યારે સ્વયંવર વિષે જઇ રાય જોશે;
ત્યારે વયસ્ય સહુએ વરી ભુલી જાશે;
સ્ત્રીનું ચળેછે મન ચંચળ વૈભવોમાં;
તો એની શું પ્રિત અવિચળરે' તમોમાં. ૧

**સુદર્શન**— નાના ન એમ નથી ચંચળ ચિત્તવાળી,
હું ચંદ્ર એ કુમુદિની દ્રઢ પ્રિત્ત ધારી;
મર્ણાગતેય નહીં મંડપમાં જશે એ,
મારા વિના સજીવ કોઈની ન્હે થશે એ. ૧

**દેવદત્ત**—રાજા સુબાહુ આપને મળવાને પધારે છે (એટલું બોલી રહેતાંજ રાજા સુબાહુ પ્રવેશ કરી સુદર્શનની પુજા કરી આસન લઈ.)

**સુબાહુ**—દેવદત્ત! કુમારને માટે જોઇએ તે સર્વ સામાન તમારે મંગાવી લેવો અને આ પચીસ માણુસ અહીં રાખેલાં છે તેમનાથી સર્વ કામ લેવું (સુદર્શનને) આપને જે કાંઇ કાર્ય હોય તે આ દ્વીજરાજને જણાવ્યા કરશો અને મારા સરખુ કામકાજ હોય તે પણ સુખેથી મને કહાવી મોકલવા દયા કરવી આ ગડબડમાં મારાથી અહીં આવી ન શકાય તો તેને માટે પણ ક્ષમા કરશો કેમ હવે મને આજ્ઞા છે? વળી બીજા ઉતારાઓમાં જવું છે.

**સુદર્શન**—સુખેથી સિધારો (રાજા સુબાહુ જાય છે.)

**કૃષ્ણાશર્મા**—ભાઇ દેવદત્ત તમે અહીં હશો એટલે થયું અન્યદાસજનોને શું કરવા રાજાજીએ શ્રમ આપ્યો ?

**સુદર્શન**—ભાઈ મહારાજા પોતે સ્વેચ્છાએ પધારી મુકી ગયા છે તો છો રહ્યાં જાવ તમે અને દેવદત્ત ભાઇ તેમને સારૂં દેવડીની અંદર ગોઠવણ કરો હું લગાર માતુશ્રીની પાસે જાઉં છું ( જાય છે તેને. )

**કૃષ્ણશર્મા**—બહુ સારૂ ચાલો દેવદત્ત આપણે ગોઠવણ કરી આવીએ ( જાય છે. )



## પ્રવેશ ૬ ઠ્ઠો.

### સ્થળ કાશીપુરી.

સ્વયંવર સારૂં કરૂષ, મદ્ર, સિંધુ,
પંચાલ, કામરૂપ, કર્ણાટક, કેરલ, ચોલ, વિદર્ભ,
કોસલ, ઉજ્જન આદી દેશના એકઠા થયલા
રાજાઓની સભા.

**૧ રાજકુમાર**—(સાનંદ) આહા કેવી આશ્ચર્યની વાત છે કે આવા રાજ સમુહમાં પેલો મોટી બુદ્ધીવાળો રાજકુમાર સુદર્શન પણ પોતાની મા સાથે એકલોજ સ્વસ્થપણે આવેલો છે.

**૨ રાજકુમાર**—શું એ પણ વિવાહ માટેજ આવ્યો છે કે ?

**૩ રાજકુમાર**—શું એ નહીં જાણતો હોય કે અન્ય સૈન્ય અને આયુધો વાળા રાજાઓ અને રાજકુમારો મુકીને એમને નહીં વરે ?

**યુધાજીત**—(પોતાના નામનીજ વાત રાજમંડળમાં ચાલતી જોઇ) એના મનમાં તો એમજ હશે કે મને એ રાજકન્યા વરશે પણ આપ સર્વે ખાત્રી રાખજો કે એમ થશેજ નહીં અને કદી થવાનો સંભવ હશે તો એ કન્યાને સારૂં હું એને મારી નાંખીશ એમાં કાંઇ પણ સંદેહ નથી.

**કેરલ દેશાધિપતિ**-(જે આ સર્વ સાંભળ્યા કરતો હતો તે ન રહેવાયાથી બોલ્યો કે) હે રાજા યુધાજીત તમે જાણુતા નથી કે આતો ઈચ્છા સ્વયંવર છે? શૌર્યશુકલ સ્વયંવર નથી કે કન્યાને માટે યુદ્ધ થાય વા તેનું હરણ થાય આમાં તો પોતાની ઇચ્છા હશે તેને કન્યા વરશે તેમાં વિઘ્ન નાંખવું એ યોગ્ય ન કહેવાય. હે રાજાઓમાં શ્રેષ્ટ જેવો પુર્વે અન્યાય કરી એને રાજ્યમાંથી કાઢી મુકયો અને દોહીત્રને પ્રબળ રાજ આપ્યું તેવો અહીં પણુ અન્યાય કરવો છે કે? સુદર્શન કાકુસ્થ વંશનો અને કોસલ દેશાધિપતિનો પુત્ર છે તેને વિના વાંકે તમે કેવિ રીતે મારશો? તમને તમારી અનિતીનું ફળ મળશે એમ ખાત્રીથી જાણુજો. સર્વ જગતનો કર્તા સર્વેશ્વર એ અન્યાય સાંખશે નહીં. સર્વદા ધર્મ અને સત્યનો જય છે માટે તમારી એવી પાપ બુદ્ધિ કાઢી નાંખો અને અનિતીની વાત ન કરો. તમારો દોહીત્ર પણુ અહીં આવેલો છે. તે શ્રીમાન, રૂપાળો, અને રાજયાધિપતિ છે તો શશિકળા કેમ જાણ્યું કે તેને નહીં વરે? વળી અન્ય પણુ બળવત્તર રાજાઓ અને રાજકુમારો પધારેલા છે તો કેમ જાણ્યું કે તેમાંનાને પણુ કોઇને નહીં વરે? (અન્ય રાજાઓ ભણી જોઇને) આપ કેમ કોઇ બોલતા ન-

થી? કે ઈચ્છા સ્વયંવર પ્રમાણે તો કન્યા પોતાની ઇચ્છા હોય તેને વરે? અને તેમ વરે તેમાં વાંધો કવો? સમજુ માણસોએ તો આવા સમયમાં પરસ્પરમાં વિરોધ કરવો કરાવવો તે યોગ્ય ન કહેવાય.

**યુધાજીત**—(સક્રોધ) હે સત્યવક્તા અને જીતેન્દ્રીય રાજા તમે સભામાં બોલ્યા એજ ન્યાય છે પણ તે તમનેજ ગમતો છે અન્યને નથી કારણ કે તેથી યોગ્ય રહી જઇ અયોગ્ય કન્યાનો પાણી ગૃહણ કરે તેમ થાય છે. સિંહપદ્ની ભોગવવા જેમ શિયાળ યોગ્ય નથી તેમ એ રાજકન્યા સુદર્શનને વરવા યોગ્ય નથી. બ્રાહ્મણોને વેદ અને ક્ષત્રીઓને ધનુષ બળરૂપ છે માટે મારી અન્યાયની વાત નથી. ઇચ્છા સ્વયંવર તો નિર્બળ રાજાઓ માટે છે અને બળવાન માટે તો શૌર્ય શુકલ સ્વયંવર છે કે જેમાં બળવાન રાજાજ કન્યા લઇ શકે માટે શૌર્ય શુકલ સ્વયંવર કરાવવાનો ન્યાય (અન્ય રાજાઓને કે'છે) આપ સર્વ કરો નહીં તો નક્કી માનજો કે પરીણામ કોઈ જુદુંજ રૂપ પકડશે અને પરસ્પર રાજાઓમાં પણ ક્લેશનું મુળ ઉત્પન્ન થશે.

**અન્ય રાજાઓ**-પરસ્પર આ'વો વાદવિવાદ કરવો તેમાં શો માલ જો સર્વેનું ધ્યાન પહોચતું હોય તો રા-

જા સુબાહુને તેડાવી તેને આ વૃતાન્ત નિવેદન કરી નિરાકરણ કરો.

**યુધાજીત**—(પોતાની ધારણાને મળતા વિચારથી) યોગ્ય છે આપ સર્વનું કહેવું (પ્રતિહારને) પ્રતિહાર જા રાજા સુબાહુને બોલાવી લાવ? કહેજે કે રાજમંડળમાં તમને બોલાવે છે.

**પ્રતિહાર**—જેવી આજ્ઞા (જાય છે ને સુબાહુ સહીત વિલંબે પ્રવેશ કરે છે.)

**સુબાહુ**—(વંદન કરી) કેમ મને શી આજ્ઞા છે?

**યુધાજીત**—સર્વ રાજાઓની એમ ઈચ્છા છે કે તમારે શૌર્યશુક્લ સ્વયંવર કરવો પરન્તુ પેહેલાં સર્વ તમારી ઇચ્છા અને વિચાર જાણવા માગે છે માટે સ્વસ્થ થઇને જણાવો કે તમે કોને કન્યા આપવા ઠરાવ કર્યો છે.

**સુબાહુ**—આપ સર્વની એવી ઇચ્છા છે તો મારે જણાવવાનું કે મારો વિચાર ઇચ્છા સ્વયંવરથી કન્યા પસંદ કરે તેને કન્યાદાન આપવાનો છે પણ મારી પુત્રી પોતાના મનથી પરિપૂર્ણ રીતે સુદર્શનને વરી ચુકી હોય એમ જણાય છે. મેં એને ઘણીક રીતે સમજાવી પણ માનતી નથી તો મારો શો ઉપાય તેનું મન મારા હાથમાં નથી. વળી સુંદર્શન પણ જો કે મેં આમંત્રણ કરેલું

નથી છતાં અહીં આવેલા છે તો તેપરથી અનુમાન થાય છે કે મારી પુત્રીએજ તેમને તેડાવ્યા હશે તો પછી મારો શો ઉપાય તેમ છતાં હજુ હું મારાથી બનતી રીતે તેને સમજાવીશ કેમ હવે મને આજ્ઞા છે મારે ઘણીક ગોઠવણ કરવાની હજુ બાકી છે?

**રાજાઓ**—સુખેથી પધારો પણ વિઘ્ન ન આવે તેવો યોગ તમે તમારે કરજો સમજ્યા? (જાય છે).

**કેરલ દેશાધિપતિ**—આ વૃતાન્તથી કુમાર સુદર્શનને પણ જાણીતો કરવો એ તમને યોગ્ય છે.

**રાજાઓ**—સત્ય છે આપનું કહેવું. આજ તો વિલંબ થઇ ગયો છે તેથી સભા બંધ કરો. પરન્તુ કાલે તેમને પણ બોલાવી આ વાતથી જાણીતા કરીશું પછી પોતાની સ્વેચ્છાએ કામ કરવા ઘણી તેઓ છે. (સર્વે ઉઠી જાય છે).



## પ્રવેશ ૭ મો.

### સ્થળ રાજ્યસભા.

સ્વયંવરમાં આવેલા રાજાઓ ને પછીથી સુદર્શન.

**રાજાઓ**—કુમાર સુદર્શનને બોલાવા સારૂં મોકલો.

**કેરલ દેશાધિપતિ**-(પોતાના પ્રતીહારને) પ્રતિહાર બ્હારની રાજા સુબાહુની વાડીમાં અયોધ્યાપતિના પાટવી કુંવર સુદર્શન ઉતરેલા છે તેમને બોલાવી લાવ, કહેજે કે રાજ્યસભામાં આપને બોલાવેછે.

**પ્રતિહાર**—જેવી આજ્ઞા (જાય છે).

**રાજાઓ**—માંહોમાંહી કલહ કરવામાં શો લાભ આ સઘળી વાતનું નીરાકરણ થઇ જશે. કુમારને પણ કહી દઇશું. પછી જેમ પોતાનું ધ્યાન પહોચશે તેમ કરશે.

**કેરલ દેશાધિપતિ**—સત્ય છે અને ન્યાય પણ તેજ કહેવાય (એમ પરસ્પર વાતો ચાલે છે તેવામાં પ્રતિહાર સુદર્શન સહીત પ્રવેશ કરે છે.)

**સુદર્શન**—સર્વ રાજ્યાધિપતિઓને મારૂં વંદન છે (એમ કહી આસન ઉપર બેશી) મારા ઉપર સર્વેએ આજ કૃપા કરી આમંત્રણ કર્યું તેને માટે ઉપકાર માનું છું.

**રાજાઓ**—(સપ્રેમ) હે સારા નિયમવાળા ને મોટી બુદ્ધિવાળા રાજકુમાર! આ રાજ્યસમુહમાં તમે એકલાજ પધાર્યા છો તો જણાવશો કે તમારી પાસે મંત્રી, સૈન્ય કે મોટું બળ નથી તેમ ભંડાર નથી તો તમે શે આધારે આ સમુહમાં આવ્યા છો? કેમકે આ સમાગમમાં સૈન્યવાળા રાજાઓ કન્યાર્થે યુદ્ધ કરવું ધારે છે શુર અને ઘણા સૈન્યવાળો તમારો ભાઇ પણ કન્યા લેવાની ઇચ્છાએ અહીં આવેલો છે અને મહાબાહુ યુધાજીત તેમની સાથે આવેલા છે તો હવે તમે શું કરવું ધારો છો? તમને સૈન્ય વિનાના જોઈ જે યથાર્થ છે તે તમને કહીએ છીએ તે ઉપરથી હવે તમારે રહેવું હોય તો રહો અને જવું હોય તો જાવ જેમ અનુકુળ પડે તેમ કરવા તમે પોતે શક્તિમાન છો.

**સુદર્શન**—(જે સઘળી વાત શાન્તપણે સાંભળતો હતો તે શાન્ત મને) આપે આપેલી ખબરને માટે આપ સર્વનો આભાર માનું છું ખરૂં છે કે મારી પાસે સૈન્ય, સાથ, ભંડાર, ઘઢ, મિત્ર, સ્નેહી, કે રક્ષણ કરનાર કોઇ રાજા નથી પરન્તુ સર્વને ઉત્પન્ન કરનાર તેની મને સાથ છે તો પછી અન્ય સાથ શું વધારે બળવાન ગણાય તે સાથે હું કાંઇ અહીં યુદ્ધાર્થે આ-

વેલો નથી કે મને તે સાહ્યની અગત્ય પડે. હું તો ઈચ્છા સ્વયંવર સાંભળી તે જોવા સારૂં આવેલો છું અને તે પણ મને થયેલી સર્વ શક્તિની પ્રેરણાથી અને તે પ્રેરણા ઉપરાન્ત કાંઇપણ કરવાનો મારો વિચારજ નથી એમ આપ સર્વેએ નક્કી જાણવું બાકી અન્ય વાતની તો આપે ચીંતાજ રાખવી નહીં કેમકે આ ભૂમીમાં જે ભાવી હોય છે તેજ થાય છે.

**રાજાઓ**—પરન્તુ હે પ્રૌઢ બુદ્ધિવાળા કુમાર શત્રુનો ભય સર્વદા માણસે રાખવો જોઇએ એવું કહેલું છે તે કેમ ભુલો છો?

**સુદર્શન**—જેનું હૃદય શત્રુવટ ઇચ્છતું નથી તેને આ ભૂમીમાં કોઈ શત્રુ છેજ નહીં સર્વ મિત્ર રૂપજ છે તેમ છતાં કોઇ શત્રુતા રાખતું હશે તો તેનું ફળ તેને સર્વ શક્તિમાન આપશે, હું તો સર્વદા દૈવ્યાધીન છું અને એમજ માનું છું કે જ્યારે બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર આદી તેની આજ્ઞા વિના હાલવા ચાલવા સમર્થ નથી તો પછી અન્ય તે શી શક્તિ ધરી શકે તે વિચારવા જેવું છે શું તેઓ નથી જાણતા કે.

## यद्भावितद्भाविष्याति.

તો પછી તેમાં શક્ત અને અશક્તની વાત ક્યાં

રહી? માટે હે તેજસ્વી અને બળવાન રાજાઓ હું શક્ત કે અશક્ત છું તે વિશે આપે લેશમાત્ર પણ ચિન્તા રાખવી નહીં કેમકે અહીં જયમાં કે પરાજયમાં મને શું લાજ છે? જે લાજ છે તે મને પ્રેરણા કરનાર તે છે અને એ હું જે સત્ય છે તેજ કહુંછું તેમાં આપ કોઇએ કાંઇપણ શંકા આણવાની અગત્ય નથી જે થવાનું હશે તે થશેજ તેમાં કાંઇ મીથ્યા થવાનું નથી.

**રાજાઓ**—(તેનાં આ વાક્ય સાંભળી) હે સારા સ્વભાવવાળા કુમાર તમારૂં કહેવું સાચું છે કે જે થવાનું હશે તે થશે અને તે મિથ્યા થવાનું નથી પરન્તુ અમોને તમારી રીતભાતથી તમારી દયા આવે છે તેટલા માટેજ તમોને ચેતવણી આપીએ છીએ કે ઉજ્જનનો પતિ તમને મારી નાંખવા ધારે છે માટે મનમાં વિચાર કરી જે યોગ્ય લાગે તે કરો.

**સુદર્શન**—હે ઉત્તમ રાજાઓ દયાળુપણાથી આપ સજ્જનોએ આપેલી શિખામણનો હું એકવાર ઉત્તર આપી ચુકેલો છું એટલે વારંવાર શું કહું આ સઘળું સ્થાવર જંગમ જગત દૈવાધીન છે એનો સર્વ કોઈ જાણે છે તો પછી કોઈને કોઈનાથી મારી શકાતું નથી. આ જીવ સર્વદા પોતાને આધીન નથી પણ પોતાના કર્મને આધીન છે અને તત્વ જાણનારા વિદ્વાનોએ કર્મના સંચીત વર્તમાન

અને પ્રારબ્ધ એવા ત્રણ પ્રકાર માનેલા છે તેમ સઘળું જગત એકલા કર્મથી વ્યાપ્ત નથી પરન્તુ કામ કર્મ અને મુળ પ્રકૃતી એ ત્રણેથી વ્યાપ્ત છે અને જ્યારે કાળ પ્રાપ્ત થયા વિના દેવ પણ મનુષ્યને મારી શકતો નથી તો પછી મનુષ્યથી મનુષ્યને મારવાનું તો કેમજ બને એતો માત્ર સનાતનકાળે જેને મારી મુકેલો હોય તેનેજ નિમીત્ત માત્રથી બીજો કોઇ મારી શકે છે. શત્રુઓને હણનાર મહા બળવાન મારા પિતાને જેમ સિંહે માર્યા અને તેથી સિદ્ધ પણ થાય છે કે જીવ કરોડો યત્ન પોતાને બચાવા માટે કરે છે છતાં દૈવ્ય યોગથી મરે છે અને કોઈ રક્ષક ન હોય અને બચવા યત્ન ન કરે પરન્તુ દૈવયોગે હજારો વર્ષ તે જીવે છે માટે હે ધર્માત્માઓ ચુધાજીતથી લેશ માત્ર પણ હું બ્હીતો નથી અને દૈવનેજ સર્વોત્તમ ગણી સર્વદા નિશ્ચિંત રહુ છું. વળી માણસે આગળ કરેલું શુભ અથવા અશુભ કર્મ ભોગવવુંજ પડે છે તો પછી સમજુ માણસને પોતાનાં કર્મ ભોગવતાં શો શોક છે? બુદ્ધી વિનાનો મુઢ હોય તે પોતાના કર્મના યોગથી દુઃખ પામીને તે દુઃખના નિમીત્ત કારણ ઉપર વૈર રાખે એમ હુ સમજુ છું અને તેજ સમજણે હુંતો વૈર શોક કે ભય રાખતોજ નથી અને તેથીજ આ

સમાજમાં નિર્ભયપણે સ્વયંવર જોવા આવેલો છું. સુખ દુઃખ કર્માધીન છે તેથી જે થવાનું હશે તે થશે એમાં કોઇથી કાંઇ ફેરફાર થઈ શકે તેમ નથી માટે હુંતો દૈવ વચનને પ્રમાણરૂપ માનું છું ને તેથી હે રાજાઓ હું તો કહું છું કે યુધાજીત પણ સુખ પામો. મારે તેમની સાથે વેર નથી તેમ છતાં જે કરશે તે ભોગવશે. હવે મને આજ્ઞા છે?

**રાજાઓ**—અમારે કહેવાનું હતું તે તમને કહ્યું હવે જવું હોય તો સુખેથી જાવ.

**સુદર્શન**—તેને માટે હું આપ સર્વનો આભાર માનું છું. (એમ બોલી મસ્તક નીચુ નમાવી વંદન કરી જાય છે.)

**રાજાઓ**—કુમારને કહેવાનું હતું તે કહ્યું પરન્તુ તે વાત તેના ધ્યાનમાં આવી હોય એમ લાગતું નથી તો પછી શો ઉપાય જોઇએ હવે સુબાહુ શું કરે છે હમણાં તો સભા વિસર્જન કરો.

(સર્વ ઉઠી જાય છે.)



# પ્રવેશ ૮ મો.

## સ્થળ સ્વયંવર મંડપ.

મંડપમાં બિરાજેલા રાજાઓ ને પછીથી સુબાહુ.

**૧ રાજા**—અહા શું મંડપશોભા બનાવી છે?

**૨ રાજા**—અને તેમાં બીરાજેલા આ રાજાઓથી જાણે તે ઈંદ્રસભા ભરાઇ હોયનિ શું તે પ્રમાણે દેખાય છે.

**૩ રાજા**—પરન્તુ આ સર્વને શોભાવનાર રૂપનો ભંડાર સર્વને તેજસ્વી કરવા હવે ક્યારે અહીં પધારશે.

**૪ રાજા**—એતો હવે હમણાં આવશે પણ આવીને કયા રાજાને વરમાળ આરોપી ભાગ્યશાળી અને પુન્ય-વાન કરશે તે જોવાનું છે.

**રાજકુમાર**—દૈવ યોગથી જો સુદર્શનને આરોપી તો પછી રાજાઓમાં વાંધો ઉઠશે એમાં સંશય નથી (એ-ટલામાં સુબાહુ પ્રવેશ કરીને).

**સુબાહુ**—(નમન સાથે) હું ધારૂં છું કે સર્વ પુરપતિઓ આવી ચુક્યા છે નહીં વારૂં?

**રાજા**—હા હવે કોઇ બાકી નથી.

**સુબાહુ**—તો હવે સર્વ તૈયારી મારે કરવી જોઇએ માટે હું હવે આજ્ઞા લઉ છું (જાય છે ને અંતર પ-રદો પડતાં શશિકળા દેવીની સ્તુતી કરતી જણાય

છે તેને) હે સર્વ આભુષણોથી અલંકૃત થએલી પુત્રી જો વીલંબ ન હોય ને તું સજ થએલી હોય તો હવે હાથમાં વરમાળ લેઇ મંડપમાં પધાર અને રાજકુમાર જોઈ તેમાંથી તારેયોગ્ય ગુણુણવાળો, રૂપવાળો, અને કુલીન રાજા જણાય ને જેના ઉપર તારી રૂચી થાય તેને વરમાળ આરોપી સુખેથી વર.

**શશિકળા**—પીતાજી હું દીલગીર છું કે મારાથી આ સમયે આપની આજ્ઞા માન્ય થઇ શકતી નથી કારણ કે શાસ્ત્ર વચન મારા સ્મર્ણમાં છે કે સ્ત્રીએ એકજ પતિ કરવો એકનેજ જોવો બીજાને જોવો નહી, તે પ્રમાણે જ્યારે હું મારા મનથી એક પત કરી ચુકી છું ત્યારે પછી અન્ય કેમ જોઉં. વળી એવો કામનાવાળા રાજાઓના દ્રષ્ટી માર્ગમાં જવું મારા જેવી કુલીનને યોગ્ય નથી કારણ કે ઘણાની સમક્ષ જવું તે સતિસ્ત્રીનો ધર્મ નથી. તેમ કરવાથી તેનું સતિ પણું જતું રહે છે કેમકે સમુહમાંના લોકો તેને જોઇ સંકલ્પ વિકલ્પ કરે છે કે આ મને વરે તો સારૂં માટે તેવું કર્મ તો અન્ય કુલટા સ્ત્રીઓ કરે હું તેવી નથી કે વરમાળ લેઈ મંડપમાં જાઉ.

**સુબાહુ**—(ક્રોધમાં) પુત્રી ત્યારે શું આગળના લોક મુર્ખ હતા કે ઈચ્છા સ્વયંવરનો ચાલ પડયો?

**શશિકળા**—પુજ્ય પીતાજી આપ રાજાઓમાં ઉત્તમ થઇ કેમ ભુલો છો કે એ ચાલ જો કે વૃદ્ધોએ પાડયો છે ખરો પરન્તુ સતિ સ્ત્રીઓને માટે નથી કારણ કે તેને તો સર્વદા પતિવ્રતાનું આચરણ કરવાનું છે. હું તે આચરણ પ્રમાણે ચાલવા ઇચ્છું છું તો પછી મારાથી સામાન્ય સ્ત્રી કે જે પ્રથમ મંડપમાં જઇ ઘણાઓનો સંકલ્પ કરી પછીથી પોતાના ભાગ્યમાં લખેલા એકનેજ પતિ કરે છે તેમ મારાથી કેમ થાય? આપ નથી જાણતા કે હું પ્રથમથીજ પ્રિતિપૂર્વક સુદર્શનને વરી ચુકી છું તો હવે તેના વિના બીજાને વરૂ તો નહીંજ પણ જોવાને માટે ઇચ્છતી નથી માટે આપ જો મારૂં ભલું ઇચ્છતા હો તો શુભ દિવસે કુમાર સુદર્શનને મારૂં કન્યાદાન ધો કે જેથી હું ઇચ્છીત ફળને પામુ (એમ કરી બીજા ઓરડામાં જાય છે.)

**સુબાહુ**—(એકલો મન સાથે) હવે મારે શું કરવું પુત્રી માનતી નથી અને સૈન્ય સહીત એકઠા થયેલા રાજા યુદ્ધ યુદ્ધ કરવા ઇચ્છા રાખે છે ને આ વાતથી તો અવશ્ય તેમ થવાનુંજ અને તેઓ મને મારી નાંખ્યા વિના મુકશે નહીં. જો જઈને કહું છું કે મારી પુત્રી આવતી નથી તો તેમના ક્રોધમાં વધારો થયા વિના રહેતો નથી. મારી પાસે નથી સૈન્યનું બળ કેનથી અદ્ભૂ-

ત ગઢનું બળ કે તેમની સાથે વૈરબાંધી પાછા હઠા-
વું. સુદર્શન પણ એકલો, સાહ્ય રહીત, અને ધન
વિનાનો બાળક છે તો તેથી પણ મને શું સાહ્ય
થવાની! પુત્રી!! અરે તેં તો મને દુઃખ રૂપી
સમુદ્રમાં ડુબતો મુક્યો હવે હું શું કરૂં (વિચા-
રી) ચાલ હવે કાંઇ કર્યા વિના છુટકો છે? ચાલ
રાજાઓને પ્રાર્થનાથી એ વાનાં કહી પ્રાર્થના કરૂં
ને કાંઈ આપી કરી વિદાય કરૂં (જાય છે.
અને અંતર પડદો ઉપડી મંડપનો દેખાવ થાય
છે ત્યાં આવી તેમને નમન કરી) હે મહા બળવાન
નૃપતિઓ મેં ઘણી ઘણી રીતે સમજાવી પરન્તુ
મારી પુત્રી મંડપમાં આવતી નથી તો હવે મારે
શું કરવું. હું નિરૂપાય છું માટે આપના દાસ
ઉપર દયા કરો સર્વને મારી શક્તિ પ્રમાણે
વસ્ત્રાલંકાર, રથો, રત્નો, હાથીઓ આદી જે
કાંઇ આપું છું તે સ્વિકારી આપ સર્વે પોત પો-
તાને દેશ સિધારો હુ આપને ખોળે છું કેમકે
મારી પુત્રી મારા હાથમાં નથી અને ક્રોધે કરી
જો તેના ઉપર પ્રહાર કરૂંને તે મરી જાય તો
મને મહા પાપ લાગે વળી આપ સર્વે મહા ભા-
ગ્યશાળી અને બળવાન નૃપોને મારી અભણ અને
અભાગિણી પુત્રીથી શું લાભ થવાનો કે આપ
તેને માટે આગ્રહ કરો. માટે મને આપનો દાસ

જન જાણી મારા ઉપર અનુગ્રહ કરવો જોઈએ.

**યુધાજીત**—( આ સાંભળતો હતો તે તરતજ ક્રોધ યુક્ત થઇ ) હે મુર્ખ સુબાહુ આવું નિંદીત કામ કરી આવા સમાજમાં તને આવું ઉચ્ચારણ કરતાં લાજ નથી આવતી. જ્યારે એમ હતું ત્યારે સ્વયંવર શા સારૂં રચવો પડયો! તારે આમંત્રણે આવેલા આ સર્વ રાજાઓ પોતે ઘેર જશે અને તું એ સર્વનું અપમાન કરી શું સુદર્શનને કન્યા પર્ણાવીશ? જો એમ હોય તો એથી વધારે તારી ભુંડાઈ બીજી કઇ કહેવાય. યાદ રાખ કે એનું પરિણામ ભલુ આવનાર નથી અને સારૂ ઇચ્છનાર પુરૂષે તો પ્રથમથીજ વિચાર કરી પગલું ભરવું જોઇએ. આમાં તેં તેમ કર્યુ નથી તો તેનાં ફળ ચાખજે બળ અને સૈન્યવાન રાજાઓને મુકી તેં સુદર્શનને જમાઇ કરવા ઇચ્છા રાખીછે પણ યાદ રાખ કે પ્રથમ તને અને પછી સુદર્શનને મારી તારી કન્યા હું મારા દોહીત્રને આપીશ. જ્યાં હું છું ત્યાં બીજોકોણ કન્યા લઇજવા શક્તિ ધરાવે છે? નિર્ધન, નિર્બળ, બાળક, સુદર્શન તો મારી ગણત્રીમાંજ નથી. એને મેં તે દિવસે મુનીને વચને જતો કર્યો પણ હવે કદી પ્રાણ લીધા વિના છોડનાર નથી. હજુ પણ જો તું તારૂં ભલું ઇચ્છતો હોય તો તારી

સ્ત્રીને પુત્રી સાથે વિચાર કરી એ સુંદર કન્યા મારા દોહીત્રને આપી મારો સગો થા. બળવાન સગો વિચારવંતે નિરંતર કરવો યોગ્ય છે તે ઉપર વિચાર ન કરતાં રાજરહીત અને એકલા સુદર્શનને પુત્રી આપી તું શું સુખ લેવા ધારે છે? કન્યા તો સર્વદા કુળ, બળ, ધન, રૂપ, રાજ્ય, ગઢ અને સંબંધીઓ જોઇનેજ આપવી જોઇએ તો વિચાર કે તેમાનું કશુંય સુદર્શન પાસે છે? માટે હે રાજા ધર્મ અને શાશ્વતી રાજનિતીનો વિચાર કરી કામ કર તેમાં લાભ છે. તું એમ ન જાણતો કે હું મારા સ્વાર્થ માટે કહું છું? પણ તું મારો મિત્ર છે માટે તારા ભલાને અર્થે આટલું કહું છું. તારી પુત્રી મારા દોહીત્રને નહીં અને કોઇ બીજા યોગ્ય રાજકુમાર અથવા રાજાને વરશે તો તેમાં મારે લેશ માત્ર પણ વાંધો નથી માત્ર સુદર્શનને વરશે તો વાંધો છે માટે તેને સમજાવી અન્યને વરવા કહે. એમ કરવાથી તારો વિવાહ સુધરશે બાકી તો વાંધો ઉઠશે અને હું બળાત્કારે હરણ કરીને પણ એ કન્યા લઇશ માટે મારી સાથે વિરોધ કરી નકામી બાકરી બાંધ માં.

**સુબાહુ**—હે મહાબાહુ આપે હું બાળક ઉપર આટલો કોપ કરવો યોગ્ય નથી હું પાછો ફરીથી જઇને તેને સમજાવું છું (જાય છે ને અંતર પડદો પ-

ડી વિદર્ભી બેઠેલી દ્રષ્ટે પડે છે તેને નીસાસા મુકતાં) હે ધર્મને જાણનાર મનહર પ્રિયા! હવે તો આપણે પુત્રીને સમજાવવી જોઇએ રાજાઓમાં મોટો કલહ ઉત્પન્ન થયો છે અને હવે આપણે મહાવ્યથામાં આવી પડીશું માટે પુત્રી કાંઈ કરતાં માને તો સારૂં. મારા પ્રાણ હવે એના હાથમાં છે માટે બોલાવ પુત્રીને કે કાંઇ સમજાવીએ જો માને તો.

**વિદર્ભી**—જેવી સ્વામીનની આજ્ઞા (શશિકળાને બોલાવી લાવે છે ને કહે છે) પુત્રી! હવે તારા પુજ્ય પીતાજીને વધારે સતાવવામાં શો માલ છે? તેમના પ્રાણ હવે તારા હાથમાં છે. તારે માટે રાજાઓમાં કલહ ઉત્પન્ન થાય છે તેથી અમારૂં સર્વેનું હીત તારે હાથ છે માટે હવે અમારા સામુ જોઇ તું તારી હઠ મુકી દે અને એ અભાગીયા સુદર્શન સિવાય એકઠા થયેલામાંથી ગમે તે રાજા અથવા રાજકુમારને પરણ; પુત્રી એટલું મારૂં કહ્યું આ સમયે માન.

**સુબાહુ**—પુત્રી આવી હઠીલી મેં તને નહોતી જાણી—મારી સાથે આમ વર્તવું તને યોગ્ય નથી. હઠથી સુદર્શનેજ વરવાનું ધારી બેઠી છું તે મુકી દે, નહીં તો તેથી વિનાશ થશે. મહાબળવાન અને મદોન્મત યુધાજીત તને અને મને બેઉને દુઃખી ક-

રશે એટલુંજ નહીં પણ એ સુદર્શનને પણ મારી નાંખશે તેથી અન્તે પણ તારો પતિ બીજોજ થશે તો નકામો કલેશ કરાવવાનું શું કારણ છે? અને તેમ થયા પછી તારૂં પણ ક્યાં રહેશે? માટે હે પુત્રી જો તું તારાં માબાપને અને પોતાને સુખી જોવા ઇચ્છતી હોય તો તારી માએ કહ્યું તેમ સુદર્શન સિવાય અન્ય કોઇ રાજા અથવા તો રાજકુમારને વર.

**શશિકળા**—હે રાજાઓમાં પુજ્ય પીતા આપનું કહેવું યોગ્ય છે પરંતુ આપ મારો નિયમ જાણોછો કે હું સુદર્શન વિના અન્યને વરનાર નથી આપ જો રાજાઓથી બ્હીતા હો તો પછી મને સુદર્શન સાથે પર્ણાવી ગામ બ્હાર કાઢી મુકજો એટલે પછી તે મને રથમાં બેસાડી લઇ જશે ને ત્યાં જતાં જે થવાનું હશે તે થશે તેમાં ફેર પડવાનો નથી માટે આપે અમારા ભવિષ્યની ચિન્તા કરવી નહી. આપની પુત્રી એ આજે ઠરાવ કર્યો છે તે પુર્ણ વિચારને ડહાપણથી કર્યોછે એમ ખાત્રી પુર્વક આપે જાણવું.

**સુબાહુ**—(સક્રોધ)　　**ગાયન.**

ઠુમરી.

(કાલી કાગળથી તું વ્હેલી વ્હેલી આવ; એ રાગ)

પુત્રી મેં જાણ્યું છે તું ડાહી એક આજ, ટેક
ડા'પણ તું માં બળ્યું જો હવે તો
જાતે નહીં મમ લાજ—પુત્રી મે જાણ્યું. ૧
ચતુરાઇ તારી ચુલે પડીને
ભણતરમાં ઉઠી લાય—પુત્રી મે જાણ્યું. ૨
વિચાર સારા છે તુજ જાણી
લડાવીયાં અતી લાડ—પુત્રી મે જાણ્યું. ૩
તેનો રૂડો આ બદલો દીયે છે
કાપીને મુજ નાક—પુત્રી મે જાણ્યું. ૪
ગણુતી હઉ જો વડીલ પીતાને
તો તો વસ્ય અન્ય રાય—પુત્રી મે જાણ્યું. ૫

## શશિકળા—(શાન્તપણે) ગાયન.

(રસીલા મને રડી રડાવી કાં દે, એ રાગ)

પીતાજી તમે ક્રોધ ધરો નહી—ટેક
અન્ય કુમારીકા જેવી નઠારી—પીતાજી તમે ૧
પુત્રી તમારી નથી અવિચારી—પીતાજી તમે ૨
જાણો છો કે છે દ્રઢ મનવાળી—પીતાજી તમે ૩
વિચારમાં નીજ નહી પરનારી—પીતાજી તમે ૪
તો પછી શાને બોધ કરો છો—પીતાજી તમે ૫

લેવા દેવાનો વિલંબ કરો છો—પીતાજી તમે ૬
દાન દેવાનો સમય ખુઓ છો—પીતાજી તમે ૭
જાણુ તમોને કરી હું ચુકી છું—પીતાજી તમે ૮
કે મન કર્મે વરી હું ચુકી છું—પીતાજી તમે ૯

સુદર્શન મારે મને વસ્યોરે
રંગીલો એ મારે મને વસ્યોરે
પીતાજી કેમકે પછી વરી હું શકુ બીજોરે--૧૦

**સુબાહુ**—(ફરી સમજાવતાં) પુત્રી બુદ્ધિમાને સાહસ ન કરવું જોઇએ અને ઘણાઓ સાથે વૈર પણ ન કરવું એવું વિદ્વાનોનું વચન છે તે તું નથી જાણતી? તું કહે છે કે મને પરણાવી ગામ બ્હાર કાઢી મુકજો પછી અમારૂં થવાનું હશે તે થશે પણ કન્યા આપી તેને શી રીતે એકલો મુકી શકું. એમાં મારૂં શું સારૂં દેખાય. કદાપી તેમ કરૂંને વૈરી રાજાઓથી કાંઇ માઠો બનાવ બને તો તેમાં મારી શી શોભા અને હું પણ શો સુખી થાઉં? માટે જો તારી ઇચ્છા હોય તો હું પણ સિતાના બાપની પેઠે તારા વિવાહ માટે કંઇ મોટું પણ કરૂં કે જેથી રાજાઓનો વાંધો પતે અને જે પરણુવા આવશે તે તારો ભર્તા થશે પછી તે સુદર્શન કે કોઇ બીજો પણ તેથી રાજાઓ શા-

ન્ત થશે અને હું પછી તારો નિરાંતે વિ-
વાહ કરી શકીશ માટે આટલું મારૂં કહ્યું માન્ય.

**શશિકળા**—પીતાજી એવા સંદેહવાળા કામમાં હા કેહેવી
એતો મુર્ખનું કામ કહેવાય હુંતો પ્રથમથીજ સુ-
દર્શનને આ મનથી વરી ચુકીછું તે આપ અને
આ મારાં માતાજી સારી રીતે જાણો છો
કાલે મેં તેમને તેની ખબર કરાવેલી હતી તો
પછી બીજાને કેમ વરૂં કેમકે મન જ પુન્ય અને
પાપનું કારણછે. વળી આપ પણ આમ કરો તેથી તો
સર્વનો મારા ઉપર કોપ થાય પણ આજ
મુકેજ તે પ્રમાણે ચાલવું એમ ઠરાવામાં આવતું
નથી અને તેથી કદાપી આપના તે પણ પ્રમાણે
ઘણા શકે રહે તો પછી વળી વાત વાંધામાં
પડે કે હવે કોને વરાવવીને વળી તે સા-
થે એ બી વિચારવાનું છે કે જેમાં મારો પતિ
સુદર્શન થશે કે બીજો તે વાંધામાં રહેતું હોય તે
વું કામ કરવા અથવા દેવા હું ઇચ્છતી નથી.
માટે આમ ચિન્તા ન કરતાં અમ્બીકાનું સ્મર્ણ
કરી મારૂં કન્યાદાન સુદર્શનને આપો કે ચંડીકા
અમારૂં કલ્યાંણ કરશે. આમ કોઇ પણ રીતે મ-
નમાં કાયરપણું ન ધારતાં આજ રાજાઓ
જઇ હાથ જોડી તેમને એટલું જણાવો કે સર્વ
રાજાઓએ સ્વયંવરના કામ સારૂં આવની [illegible]

અહીં પધારવું. એ રીતે રાજ મંડળ આજ વિ-
સર્જન કરીને રાત્રે વેદોક્ત વિધીથી સુદર્શન
સાથે મારો વિવાહ કરી યથા યોગ્ય પેહેરામણી
આપી અમને વિદાય કરો ને તે ધ્રુવસંધિનો પુ-
ત્ર સુદર્શન મને લઈ જતો હશે તેવે પ્રસંગે ક્રો-
ધાયમાન થયેલા રાજાઓ યુદ્ધ કરશે તો દેવી
અમારી સાહ્ય કરશે ને સુદર્શન તેમની સાથે યુદ્ધ
કરશે તેમ કરતાં તે દૈવ ઇચ્છાએ મર્ણ પામશે
તો હું પણ તેની સાથે મર્ણ પામીશ. આપનું
શુભ થજો એવું ઇચ્છીશ. આપનો મારૂં કન્યા-
દાન આપી સૈન્ય સહીત ઘેરજ રેહેજો હું એક-
લીજ મારા પતિ સાથે જઇશ.

**વિદર્ભી**—પુત્રી આવી હઠ નથી ઘટતી.

**સુબાહુ**—પ્રિય પુત્રી તું જ્યારે, મારૂં કહેવું નથીજ મા-
નતી ત્યારે અમારો શો ઉપાય અમે જઇએ છીએ
હું તારા કહેવા પ્રમાણે જો થાય છે તો આજ
તો કહુંછું પણ તું ફરીને વિચારી જો. મારો
તારા ઉપરનો પ્રેમ ગમે તે સંકટે પણ તને સુ-
ખી જોવા ઇચ્છે છે તેથીજ તને આટલું કરવું
પડે છે ને છેવટ તું નહીંજ માને તો પણ તારા
જેવું મારાથી થવાશે નહી જાઉછું અને યુક્તી
કરૂંછું પછી થાય તે ખરૂં (સુબાહુ જાય છે ને

તેની પાછળ શશિકળા તથા તેની મા બીજા ઓરડામાં જાય છે અંતર પડદો ઉપડતાં મંડપ દેખાય છે તેમાં પ્રવેશ કરી નમન સાથે) હે રાજાઓ મારી નમ્રતા પૂર્વક આજ એટલીજ વિનતિ છે કે મારી પુત્રી આજ હઠમાં આવી છે તેઅત્યંત સમજાવતાં છતાં માનતી નથી અને મંડપમાં આવતી નથી માટે આજનો દિવસ દાસજન ઉપર કૃપા કરી આપ સર્વ ઉતારા ઉપર સિધારો અને હું આવતી કાલે આપ સર્વ રાજી થશો તેવી રીતે કરીશ અને તેને ગમે તેમ કરી આજ સમજાવીશ ને આવતી કાલે મંડપમાં તેડી લાવીશ માટે આપ સર્વે એ આવતી કાલે અહીં પધારી ગોઠવણ પ્રમાણે બીરાજવા કૃપા કરવી. આપ સર્વ સમજુ છો અને સમજુઓનું કામ એ છે કે જેમ તેમ કલેશનો અંત આણવો અને મારા ઉપર કૃપા કરી મારી પ્રાર્થના માન્ય કરશો. હું આવતી કાલે વિચાર કરી ઇચ્છા સ્વયંવર વા પણસ્વયંવર કરી વિવાહ કરવો તે વિશે નિશ્ચય કરી આપ સર્વને જણાવીશ કારણ કે મારે તો સર્વના, મતે વિવાહ કરવો છે.

**રાજાઓ**—જો તે પ્રમાણે તમારો વિચાર છે તો આજનો દિવસ તમને વિચાર કરવા આપવાની અડચણ નથી. (પોતામાં) પણ આજની રાત્રી આ-

પણ સર્વની સૈન્યાએ પુરની પાછળ ઘેરો ઘાલવો કે જેથી દગો થાય નહીં (આ ઠરાવ સર્વે માન્ય કરી ઉતારે જાય છે ને સુબાહુ તેમને વંદન કરે છે).

**સુબાહુ**—(સર્વેના ગયા પછી જતાં જતાં) પુત્રીના કહેવા પ્રમાણે હમણાં તો રાજાને જણાવી વિદાય કર્યા છે પણ ઇશ્વર જાણે કે પ્રાતઃકાળે શું થશે. તેઓએ તો અત્યારેજ નગર પાછળ ઘેરો ઘાલવા ઠરાવ કર્યો છે કે જેથી જાણે સુદર્શન શેહેરમાં પ્રવેશ ન કરી શકે અને હું મારી પુત્રી તેને ન પરણાવું પણ શું કરૂં જ્યારે પુત્રી સમજતી નથી ને એકની બે થતી નથી અને મારૂં માનતી નથી તો લાડ લડાવેલી પુત્રીને હવે નિરાશ કરવી મને પોતાને યોગ્ય નથી; તેમ તેના ઉપરનો મારો પ્રેમ મને તેમ કરવાને માટે પણ અટકાવે છે તેથી જ્યારે તેની ઇચ્છા સુદર્શનને વરવાની છે ત્યારે તેનીજ સાથે પર્ણાવી તેનું મન પ્રસન્ન કરૂં. મારે ધન આદી વસ્તુની કયાં ખોટ છે? કે તે દુઃખી થવાની છે જે તેને જોઇશું તે આપીશું માટે હવે તો જઈને પુત્રીની ઈચ્છા પ્રમાણે મહા પંડીતો સહીત યથા વિધી કન્યાદાન રાત્રે દઉં કેમકે મ્હેલની સણુંગ બ્હારની વાડીએ જાય

છે ત્યાંથી સુદર્શન પ્રવેશ કરી શકશે ઘેરો કાંઇ નડવા-
નો નથી વળી જગદંબાની તેને સાહ્ય છે તે બ્હાર
આવશેજ કદાપી સવારના યુદ્ધ થશે અને સુદર્શન પાસે
સૈન્ય નથી તો મારૂં સૈન્ય બેઠું બેઠું શું કરે છે અને
બેઠું ખાય છે તે શું કામ આવવાનું છે તેનાથી હું તેને
સહાય કરીશ વળી તે પોતે પણ ક્ષત્રી અને મ-
હા બળવાન રાજાનો પુત્ર છે તો યુદ્ધમાં પાછી
પ્હાની કાઢવાનો નહીં જગદંબાનો ભક્ત છે અ-
ને તેથીજ પુત્રીને પણ તેને વરવા દેવીએ વર-
દાન આપ્યું છે તો સાહ્ય કર્યા વિના રહેશે નહીં-
જ પછી તો જે પુત્રીના ભાગ્યમાં હશે તે થશે
આપણે શું કરીશું. તેના ભાગ્યમાં સુખ નહીં
હોય ને કાંઈ માઠું પરિણામ આવ્યું તો તો ઈ-
ઈશ્વરેચ્છા પણ હવે તેને નિરાશ કરવી નહીં માટે
હવે તો જઇને તેને પરણાવાની સર્વ સામગ્રી ક-
રાવરાવું; જ્યારે તેની ઇચ્છા પ્રમાણેજ પરણાવા
મારૂં મન હવે થયું છે તો પછી નકામો કાળ-
ક્ષેપ શું કરવા કરવો ? આવતી કાલે વળી જે
આપવું હશે તે આપીને તેમને વિદાય પણ કરવાજ
ને તે સમયે અન્ય એકઠા થયેલા રાજાઓને પ-
ણ પ્રસાદ માટે આમંત્રણ કરવાં હવે ડરવું શા-
ને જે થવાનું હશે તે થશે આ પાર કે પેલે; ચા-
લ હવે તો જઇને તે કામનાં સર્વ સાહિત્ય સજ

કરાવી કુમાર સુદર્શન આદી તેમના સાથને સ-
ણુંગ માર્ગે મ્હેલમાં બોલાવી મંગાવું કે જેથી
સખેદ કુંવરી શશિકળાનું મુખાર્વીંદ પણ આનંદ-
ને પામે. (જાય છે)





# પ્રવેશ ૯ મો.

## સ્થળ રાજમેહેલ.

સુબાહુ, વિદર્ભી, મનોરમા, સુદર્શન, શશિકળા
વિદલ, કૃષ્ણુશર્મા વિગેરે.

**સુબાહુ**—દેવી પુજ્ય સુદર્શન તથા પુત્રી શશિકળાનું શુભ ઈચ્છી કુમકુમના ચાંલ્લા કરો ?

**વિદર્ભી**—જેવી આર્યપુત્રની આજ્ઞા (ચાંલ્લા કરે છે).

**વરવધુ**—(પગે લાગતાં) અમો આપ વડીલોને પ્રણામ કરીએ છીએ. (પછી કૃષ્ણુશર્માને સુદર્શન) પ્રિય મિત્ર અમો આપને પ્રણામ કરીએ છીએ.

**કૃષ્ણુશર્મા**—(આશિર્વાદ આપે છે).

### ગીતિ.

સદૈવ સ્વામી સાથે, રે'જે માની મનોરમા માત
અખંડ તપજો તારૂં, હેવાતન તન થજો શૂરા સાત ૨

**સુબાહુ**—(હાથ જોડી) પુજ્ય સુદર્શન અને મહારાણી મનોરમા મારી પુત્રી શશિકળાનું કન્યાદાન આપી મેં તેને હવે આપને સોંપી છે માટે તે બાળકની સંભાળ હવે આપને લેવાની છે. એ લગ્નની પેહેરામણી દાખલ હું સર્વ ઉપસ્કરવાળા

સો અશ્વ, બસો રથ, સોનાથી શણગારેલા સવાસો હસ્તી, સો હસ્તીની, સો અલંકારયુક્ત દાસીઓ સો આયુદ્ધ, મહાબળવાન એક સહસ્ત્ર યોદ્ધાઓ, દાસો, બે હજાર અતિ ઉત્તમ ઘોડાઓ ત્રણસેં ઉંટ, ધાન્ય આદીથી ભરેલાં બસે ગાડાં, દ્રવ્ય, રત્નો, રેશમી તથા ઉનના વસ્ત્રાલંકારો, અને રેહેવા સારૂ મ્હેલ આદી આપું છું તેનો સ્વીકાર કરશો.

**વિદર્ભી**—અમોએ અમારી શક્તિ પ્રમાણે ફુલ નહીં ને ફુલની પાંખડી જે આપું તેનો અનુગ્રહ કરશો એટલે અમો કૃતાર્થ થયા.

**સુબાહુ**—તેમ છતાં હે નરોત્તમ હું તો તમારો દાસ છું માટે હજુ તેમાં કાંઇ રહી જતું હોય તો મારા ઉપર કૃપા કરી તે માગી લેશો?

**મનોરમા**—હે રાજા આપનું કલ્યાંણ થાવ અને વંશની વૃદ્ધિ થાવ, હું જેવી ભાગ્યરહીતના રાજ્યભ્રષ્ટ પુત્રને આપની સુંદર કન્યા મળે તે ઓછું માન આપ્યું નથી ને પેહેરામણીમાં પણ જે આપ્યું છે તે જોઈએ તે કરતાં વધારે છે તો હવે તે ઉપરાંત માગવાની અમારી ઇચ્છા નથી. આ સમયમાં આપની જેટલી સ્તુતી કરૂં તેટલી ઓછી છે પરન્તુ તે પરાયાની થાય અને વળી બંદીજન અથવા માગધીના જેવી કવિત્વ શક્તિ હોય તો બની શકે આ બેઉ વાત અહીં નથી કે-

મકે હું બંદીજન નથી કે માગધીની પુત્રી નથી તેમ નથી મારામાં કવિત્વ શક્તિ. આપના જેવા મોટા રાજાએ પોતાની કન્યા આપી મારા પુત્રને મારા જેવો બનાવી મુક્યો તે કાંઇ ઓછું નથી કારણ કે સુદર્શન હું અભાગીણીનો પુત્ર રાજ્ય સામગ્રી અને સૈન્ય રહીત, નિર્ધન બાપ વગરનો વનમાં ફળફળાદી ખાઇને દીવસ કાઢનાર તેને આપ વિના બીજો કોણ પુત્રી આપે? કેમકે સર્વે ધનવાન, કુળવાન, કે બળવાન જોવા જાય અને આપે તેમાંનું કશું ન કરમાં આપની ગુણવાન અને રૂપાળી પુત્રી આપી, અને અમારે માટે મહા બળવાન અને મોટા રાજાઓ સાથે વૈર બાંધ્યું એ આપના પરમ પવિત્ર આશ્ચર્યકારક ધૈર્યવાન સ્વભાવનું હું કેટલું વર્ણન કરૂં તમારી પેહેરામણીથી અમો અત્યંત પ્રસન્ન થયાં છીએ માટે તમો બેઉએ તે વિશે મનમાં કાંઈ સંશય લાવવો નહીં.

**વિદલ્લ**—રાજાજી આપની પેહેરામણી પણ એવી યોગ્ય છે કે તે વિશે પ્રસન્નતા જણાવ્યા સિવાય અમારો છુટકોજ ન થાય કારણ કે સર્વ વસ્તુ એટલી તો ઉદારતાથી આપવામાં આવી છે કે તેવી કોઈ આપી શકે નહીં કેમ ભાઇ કૃષ્ણશર્મા બોલતા નથી.

**કૃષ્ણશર્મા**—એમાં બોલવા જેવું શું છે આપણામાં કહ્યું છે કેની કે "ઘોડો ઘોડાને રૂપેજ દોડે" તે રાજાજીએ કહેવત સિદ્ધ કરી આપી છે.

**સુબાહુ**--(હાથ જોડી) પુજ્ય સુદર્શન મારૂં આ પ્રસિદ્ધ રાજ્ય આપ લઇને અહીં સુખે રાજ્ય કરો હું વાનપ્રસ્થ ગૃહણ કરીશ કદાચ બધું લેવા આપ ખુશી ન હો તો થોડું પણ લ્યો? મારી આટલી વિનંતી સ્વીકારવા કૃપા કરો કેમકે કાશી જેવું ક્ષેત્ર છોડી વન અથવા બીજા નગરમાં રેહેવાનો મારો અભિપ્રાય નથી. રાજાઓ રીસે ભરાયાં છે. તેમને તો હું ગમે તેમ કરીને અથવા તો સામ દામ ભેદે સમજાવી દઇશ, તેમ છતાં યુદ્ધ કરવું પડશે તો તે પણ કરીશ જય પરાજય તો દૈવના હાથમાં છે, પણ ધર્મોજય હોય છે તો શું તે અધર્મી રાજાઓ ફાવવાના છે?

**દાસી**--( સાનંદ ) હે રાજા આપ જે જે કહો છો તે અમારા જેવીને માટે ઘણું છે આપ સુખેથી આપના પુત્રો સહીત આપનું રાજ્ય ભોગવો આ વીર ઇશ્વરીની કૃપાથી અયોધ્યામાંજ રાજ વિહાર કરશે, માટે હવે અમોને અમારે સ્થાનકે વિદાય કરવાની જે સામગ્રી કરવાની હોય તે કરો. ઇશ્વરી આપનું કલ્યાણ કરશે.

**સુબાહુ**—ભોજનાદિથી પરવારી તે કરીશું (વૈદર્ભીને)

તમે તેની સર્વ તૈયારી કરો હું રાજાઓને ભોજન આમંત્રણ કરી આવું (જાય છે).

વિદર્ભી—ચાલો આપ આ અમારો સર્વ મેહેલ તો ફરીને પાવન કરો. (એમ કહી સર્વને લઈ જાય છે.)





## પ્રવેશ ૧૦ મો.

### રાજાઓનો ઉતારો.

રાજાઓ અને પછીથી સુબાહુ.

**રાજાઓ માથી કેટલાક**—ગીતો અને વાદીત્રોના સ્વર સંભળાય છે તેથી જણાય છે કે કપટી સુબાહુએ આપણને દગો કર્યો ને કાલથીજ એણે પ્રપંચ રચ્યો હતો તો હવે આપણે તેને અને સુદર્શનને મારી તેની લક્ષ્મી અને કન્યા હરી લ્યો, નહીં તો શું મોઢું લઇને અહીંથી પાછા જઇશું. કેમ સર્વનો શો વિચાર છે?

**કેટલાક રાજા**—એમાં સુબાહુએ આપણું શું બગાડયું છે? આપણે જાણે આ એક કૌતક જોવાજ આવ્યા હતા માટે આપણે તો આપણે દેશજ ચાલ્યા જવું (એટલામાં સુબાહુ પ્રવેશ કરી નમન સાથે)

**સુબાહુ**—અત્યારે મારી પુત્રીએ મારૂં સમજાવવું માન્ય ન કરતાં પોતે પસંદ કરેલા સુદર્શનનો પાણીગ્રહણ કર્યો છે તે નિમીત્તે અપાતા ભોજનમાં ભાગ લેવા આ દાસ જન ઉપર કોઈ પણ વાતે ક્રોધાયમાન ન થતાં વિજ્ઞાપના સ્વિકારશો એવી આશા છે.

**કેટલાક રાજા**—(ક્રોધ સહીત) રાજા અમે જમી ચુકયા તમે તમારે ઘેર જઇ હવે જે કરવાનું બાકી હોય તે

કરો એટલે થયું "એતો દીઠા દેવને પહોચી જાત્રા." બહુ સારૂં તમને ઘટે તેવુંજ તમે કર્યું (અન્ય રાજા ભણી જોઇ) હે રાજાઓ! હવે તમે તમારે ઘેર જાવ.

**સુબાહુ**—(આવું વ્યંગોક્તિનું બોલવું સાંભળી જાણે બ્હી-તો હોય તેવો દેખાવ કરી) ત્યારે હું આજ્ઞા માગુ છું (જાય છે)

**કેટલાક રાજા**—એમાં ક્રોધે ભરાવાનું કાંઇ કારણ નથી કેમકે તેની ઈચ્છામાં તેમ આવ્યાથી એમ કર્યું તેમાં શું થયું હવે આપણે દેશ ચાલો.

**અન્ય રાજા**—જેને જવું હોય તે જાય અમે તો અમારા પ્રથમ ઠરાવ પ્રમાણે ચાલીશું એમ કહી ઉઠે છે

(સર્વ જાય છે)



# પ્રવેશ ૧૧ મો.

## સુબાહુનો રાજમેહેલ.

વિદર્ભી, ધાત્રી, સુદર્શન, શશીકળા વિદલ્લ કૃષ્ણુશર્માને પછીથી સુબાહુ.

**વિદર્ભી**—જો જો હો હવે આ પુત્રી તમારી છે એના કાંઇ પણ ગુણુ દોષ આપે મનમાં લાવવા નહીં. બાળક છે માટે નભાવી લેવી.

**ધાત્રી**—એ વાતની તમારે ચીંતા રાખવી નહીં. છોકરાંનું બોલ્યું ચાલ્યું મનમાં આવેજ નહીં. (રાજા સુબાહુ શોકાતુર મુખે પ્રવેશ કરે છે તેને) કેમ વારૂં આપનું મુખાર્વીંદ ઉતરી ગયું છે?

**સુબાહુ**—કાંઇ નહીં એતો હું રાજાઓને ભોજનને માટે આમંતણ્ કરવા ગયો હતો તેઓ સર્વ આ વાતથી ક્રોધાયમાન થયા છે તેથી સ્વીકાર ન કર્યાં તેથી.

**વિદર્ભી**—(શોકમય બની) આર્યપુત્ર! તે સર્વ ક્રોધી છે અને તે ક્રોધાવેશમાં કાંઇ ગડબડ કરશે ત્યારે શી વલે?

**સુબાહુ**—ચીન્તા નહીં ગડબડ શી કરવાના છે તેમના શા ભાર છે યુદ્ધ કરશે તો આપણે ક્યાં જઈએ તેમ છે.

**સુદર્શન**--શી ચિન્તા કરો છો આપણે ક્ષત્રીયને યુદ્ધની શી નવાઈ અમને વિદાય કરો. એ શું કરવાના છે એ પણ ક્ષત્રી છે ને આપણે પણ તેજ છીએ.

**સુબાહુ**-સૈન્ય અને નગર તમામ પ્રસાદ લઇ પરવારી ગયું છે ને સૈન્યને સજ થવા કહ્યું હતું તે પણ થયું હશે હવે માત્ર આપણી વાર છે તો ચાલો હવે આપણે પરવારી લઇએ. પ્રધાનને આજ્ઞા આપી છે તે વિદાયગીરીની સર્વ ગોઠવણ કરી મુકશે, ચાલો.

(સર્વે જાય છે.)



# अङ्क ५ मो.

## પ્રવેશ ૧ લો.

(સ્થળ સુબાહુ અને મંત્રી)

**સુબાહુ**—મંત્રિ ! રાજાઓ ક્રોધાયમાન થઇને ગયા છે તે વખત છે ને આગળ ઉપર યુદ્ધ આદરશે ?

**મંત્રી**—મહારાજ ! બીજા રાજાઓની તો ફીકર નથી પરંતુ અયોધ્યા પતિ શત્રુજીત એના દાદાના બળે કુદે છે તે સુદર્શન ઉપર દ્વેષ ભાવને લીધે કદાપિ વર કન્યાને રોકે ખરો.

**સુબાહુ**—સત્ય છે. યુધાજીતના માથામાં પવન છે અને સુદર્શન ઉપર તેને પૂર્ણ દ્વેષ છે એટલે એ યુદ્ધ કરશે એમાં સંશય નથી. વારૂ ! ત્યારે આપણું સૈન્ય તૈયાર છે ?

**મંત્રી**—મહારાજ ! આપણું સૈન્ય તો તૈયારજ છે, પરંતુ અહિંથી વળાવ્યા પછી આગળ જતાં યુદ્ધ થાય ત્યારે આપણું સૈન્ય શા કામમાં આવે !

**સુબાહુ**—સુદર્શન એના આશ્રમે પોહોચે ત્યાં સુધી આપણા સૈન્યને એના સાથે મોકલીશું પછી કંઈ !

**મંત્રી**—એમ થાય તો તો ઠીક. વારૂ ત્યારે હમણાં હું

જઈશ ત્યારે સેનાપતિને ખબર આપીશ. વર કન્યા વળાવવાનો હવે ક્યારે વિચાર છે?

**સુબાહુ**—મંત્રિ! એ ઉતાવળ કરે છે એટલે આજેજ વળાવવાનાં છે માટે તમે જાવ, સૈન્યની તૈયારી કરો.

**મંત્રી**—જેવી મહારાજની આજ્ઞા (નમન કરી જાય છે.)

**સુબાહુ**—(એકલો) પુત્રીએ ન માન્યું, ને અંતે એને વરી ને મારા મનને ઉજાગરો રાખ્યો, હશે કુંવર તો વિદ્વાન શૂરો અને ખરા ક્ષાત્રિયવાળો છે. જે એના ભાવીમાં હશે તે થશે આપણું આપ્યું મૂક્યું શું પોહોચે છે. ભલે હમણાં આશ્રમ પ્રત્યે જાય ત્યાં પણ એ નિર્ભય છે.

(વિદર્ભી પ્રવેશ કરે છે.)

**વિદર્ભી**—સ્વામિન્! આપ શા વિચારમાં નિમગ્ન થઇ ગયા છો? ચાલો પુત્રીને વળાવાની સર્વ સામગ્રી કરી છે. મારો જીવ તો ભડકે બળી જાય છે, કે કોણ જાણે શું થશે! આ પુત્રીને વન સેવવાનાં હશે માટેજ એને અપૂર્વ અનુરાગ ઉત્પન્ન થયો. ભલે હમણાં તો હું એને વનમાં વળાવું છું, પરંતુ પ્રાણનાથ પછીથી એને આપણે અહીં રાખીશું.

**સુબાહુ**—પ્રિયા એમજ કરીશું. થનાર હતું તે થયું હવે શોક કરવો નહિં. એના ભાગ્યમાં સુખ લખ્યું હશે તો રાજ ગાદી મળશે નહિં તો આપણે અ-

હિં રાખીશું તેની તમે ચિન્તા કરશો નહિં.

**વિદર્ભી**--ચાલો ત્યારે હવે વળાવી દઇએ. પુરોહિત આવ્યા છે ને બધી તૈયારી થઇ છે. આપની વાટ જોઇને ન આવ્યા એટલેજ હું અહિં આવી છું.

**સુબાહુ**--ચાલો.

(બન્ને જાય છે.)



# પ્રવેશ ૨ જો.

## (સ્થળ કાશીપુરીની સીમા.)

**વિદલ્લ**—મહારાજ! હવે પાછા વળો અપત્યસ્નેહ તમને વજ્રની પેરે અત્યારે દુઃખદા થતો હશે પરંતુ કન્યાનો સ્નેહ અતિ અલ્પ છે.

**સુબાહુ**—હજી પેલા રાજાઓના ભયને અતિક્રમણ કરવા ઘો. શું છે કે શું નહિ!

**વિદલ્લ**—જેવી કાશીરાજની ઇચ્છા.

(શશિકળા વગરે પ્રવેશ કરે છે,)

**વિર્દભી**—બેટા! હવે રથમાં બેસ. અમારે પાછા વળવાનો સમય થવા આવ્યો છે. (ગદ્ ગદ્ કંઠે) પુત્રિ! ડાહી થજો! વનમાં વળાવતાં મારો અંતરાત્મા શોક ગ્રસ્ત થઇ જાય છે—(હૈયું ભરાઈ આવવાથી બન્ધ રહે છે.)

**શશિકળા**— (સિતાજીના મહિનો રાગ)

જાણું માત સમો નહિં પ્રેમ અવર અવની વિષે,
કેમ સ્નેહિ જનોની પ્રીત સહજમાં તુટી શકે;
વિખુટી પડતાં મારી માતા ઘણી ગભરાઉ છું,
શાણી સખીયોના પ્રેમની આજ, ઓસિંગણ થાઉછું. ૧

ખરે ખર ખર આંખથી નીર અંતર અમુઝાય છે,
તજી જાતાં આ શૈશવ સ્નેહ કાળજુ કચવાય છે;

નથિ મુજ વિણ કો તુજ પાસ, માડિ ! સારા સાથમાં
હું-હું-હું-હુંજ-હું-એક તારા રત્ન રંક હાથમાં. ૨

**મધુમતિ**—બેન ! બસ થયું બસ થયું. જેમ જેમ સમય જતો જાય છે તેમ માજીનું હૃદય શોક પામે છે માટે રથમાં બેસી જા.

**ઇન્દુમતિ**—સખિ ! અમે તે શી શીખામણ દઈએ. પણ,

(રંગતાળી રંગતાળી રંગતાળીરે એ રાગ.)

સેવ કરજે સેવ કરજે સેવ કરજે રે
સખિ! સદા સેવ કરજે

શાણી શીખ આ શ્રવણે ધરજે રે-સખિ સદા સેવ કરજે.

પુજા સાસુજીની તારાં કરજે રે   સખિ— ૧
બેની થાજે પતિની પ્રાણ પ્યારી રે ,, ૨
દુઃખ સે'જે સખી સર્વ વિચારી રે ,, ૩
સ્ત્રીને પે'લાં પતિ પ્રભુ પાખી રે ,, ૪
રે'જે તેમને તું રંજન રાખી રે ,, ૫
દુખી દીનમાં પતિને સુખ દેજે રે ,, ૬
સૈયર સંસારનું સુખ લેજે રે ,, ૭
સદા સ્વામીની પાસે રે'જે રે ,, ૮
કરજે કામ સૌ તેમને કૈનેરે ,, ૯
સુખ દુઃખમાં તેમના તારો રે ,, ૧૦
ભાગ લૈ ગાળજે જનમારો રે ,, ૧૧

વૃદ્ધ સાસુજીની આજ્ઞામાં રેજે રે " ૧૨
કટુ વચન એ તેગનો સેજે રે " ૧૩
જ્યારે થાય તું રાજ પટરાણી રે " ૧૪
ત્યારે વૈભવનુ સુખ લેજ માણી રે " ૧૫
ક્ષમા કરજે તું દોષ ઘણેરા રે " ૧૬
સદા દાસી ને દીનજન કેરા રે " ૧૭
ધન સુખના ન ગર્વે તણાતી રે " ૧૮
રાજ મદમાં ન એન મલકાતી રે " ૧૯
મણી માનજે શીરનો સ્વામી રે " ૨૦
રે'જે સાસરીયે તું સુખ પામી રે " ૨૧

**ઇન્દુમતિ**—(શીખ સાસુંજી દે છેરે એ રાગ.)

સખી સાસરે જને રે કે ભુલશોમાં અમને,
સમાચાર મોકલજોરે કુશળતાના અમને; ૧
થાય વિયોગ તેથીરે લાગે અતીશે મનને,
નવ કેતાં તે કાંઇ રે બાળીશું તનમનને ૨
નિયમ સૃષ્ટિનોરે શોભે સ્ત્રી સાસરીયે,
સતિએ નવ રેવુંરે કહ્યું છે પ્રિયરીયે; ૩
તો કહીએ શું બેનીરે રે'વા માટે અહીંયાં,
જાવ સુખે પધારોરે થાજો સુખીયાં તહીયાં; ૪
આશિશ અમારીરે ફળો તમને બેની,
રાજગાદી પુત્રાદીરે મળ રિદ્ધી સિદ્ધી. ૫

શશિકળા—

થાય મનમાં એકરે રહું હું તમ સંગે
રમતિ જેહ રીતેરે રમુ તે રીતે રંગે. ૬

પણ તેમાં વળે શું રે પ્રભુએ જુદી જ્યારે
કીધી તમથી સખીઓરે થઉ જુદી ત્યારે ૭

તોય સ્નેહ તમારો રે ઘડી એકે પ્યારાં
વિસરશે ન મુજને રે થશો તમને ન્યારાં ૮

મારાં માત પિતાની રે પાસે જાતાં રે જે
ઓછું નવ આણેરે તેવી રીતે કરજે. ૯

કહું ઝાઝુ શું બે'નોરે સરવ સમજો મનમાં
થોડું કહે ઘણેરૂં રે માની લેજો મનમાં. ૧૦

**સુબાહુ**—લ્યો હવે એને રથમાં બેસવા ધો! નકામો તાપ થાય તેમાં શો માલ. પુત્રી તો સાસરેજ શોભે. વળી ન ગમે તો બે ચાર માસ પછી પાછી બોલાવી લેજયો.

**ધાત્રી**—સત્ય છે. શશિકળાને નહીં ગમે તો આવતાં ક્યાં વાર લાગે તેમ છે. આશ્રય અહીંથી કંઇ વેગળો છે.

**વિદર્ભી**—તમારૂં બોલવું યથાર્થ છે પરંતુ સ્નેહ જુદાં પડતાં એક બીજાના મનનું આકર્ષણ કરે છે.

**ધાત્રી**—તે તો સત્ય પણ સમજુ એતો આવા ઉત્સાહના સમયે મનમાં શોક આણવોજ ન જોઇએ.

**વિદર્ભી**—પુત્રી શશિકળા બાપુ રથમાં બેશ જો,

(વળજો વળજો વળજોરે મારાં વ્હાલાં વેલાં વળજો એરાગ)

વળજો વળજો વળજોરે બે'ન ગમે ન ત્યારે વળજો.

મહીયરમાં સંભાળી સંચરજોરે. બે'ન ન ગમે ત્યારે વળજોટેક.

સાસુની શીખ લે ગમે ન જ્યારે થોડા દીન વળજો રે બે'ન ૧

વૃદ્ધ માબાપની શીખ સુણીને માન વધે તેમ કરજોરે. બે'ન ૨

સુખી સમાચાર બે'ન તમારા મોકલતાં અહીંરે'જોરે.બે'ન૩

જોઇતું કર્તું સુખે તમારે હોય તે અમને લખજોરે. બેન ૪

મુઝવણી કોઇ વાતે મનમાં કરશો નહીં સહુ સમજોરે બેન ૫

**શશિકળા**—(બેઉને નમન કરતાં) મારા પ્રિય પીતાજી અને માતાજી હું આપની આજ્ઞા લઉછું, અને વિનતિ કરૂં છું કે મારા ગુણ દોશ ન જોતાં આપનો પ્રેમ હલેતી પુત્રી ઉપર નીરન્તર એવોને એવોજ રાખજો (સખીયોને) મારીવ્હાલી અને શાણી સાહેલીયો.

(પ્રાણ પ્યારી તે મારૂં મન હરી લીધુંરે એ રાગ.)

બેટીલ્યોની છેવટ મને હેત થકીરે
શું થાશે જાણીતું નહીં કંઈએ.          શું ૧

પર્ણી છે પ્રેમે સુદર્શનને નહીં ધર્તાં
ધ્યાને શીખ કોઇ તણી રે          શું ૨

સુખ દુઃખ મનમાં આણ્યું નથી
મેં દેવી કેરો હૃદયમાં ભરૂસો ધરી રે શું ૩
શત્રુ શત્રુજીત સાલ્વ ધરીને ઉભો
યુદ્ધ પીટયા યુદ્ધાજીત તણી રે શું ૪
અન્ય રાજા પણ સાલ્વને માટે
સેના સાથે ઉભા છે ઘેરી કાશીપુર રે શું ૫

( રાગ ચાલુ )

આલીમારી ઇશ્વરીનું સ્મરણ કરી રે
લે ચલ સખી તું ગાડીમાં ૧
તેની કૃપાથી જય તુજ થાશે નકી
શંકા લગીર પણ તેમાં બેનીરે લે ચાલ ૨
મન વાંચ્છીત ફળ પામીશ બેની
થાશે રાણી ભૂપતિ ચક્રવર્તી તણીરે લે ચાલ ૩
સ્થિતિ તેવીએ પાંચે તું જ્યારે
રખે ભુલ ગરીબ સ્થીતી તણી સખી રે લે ચાલ ૪

**શિશિકળા**—( સર્વને વંદન કરી રથમાં બેસતાં )

( સીતાજીના મહીનાનો રાગ. )

પુજ્ય પીતાને વાલીઓ માત શાણીઓ સાહેલીયો,
વળો પાછાં હવે તમે સર્વ સુરજ શીર આવીયો ૧
ધરશો ચીન્તા ન મનમાં નામ સારૂં થશે જાણજો

સાથ્થ જગદંબની હરનીશ અમોને છે માનજો. ૨
લાગે વિયોગ દુ:ખ અપાર પ્રથમ મને તે થકી,
કરૂ કાળજુ તોય કઠીણ નિયમ ઇશના થકી; ૩
જતાં ખેંચે હૃદય મને આમ ધરમ આમ ખેંચનો
તેવી સ્થીતીમાં પડવાથી આમ વીરહ મને શોચનો ૪
પણ ધર્મ સબળ ગણી આજ ચાલુંછું હું તે પરે
સમજાવું હૃદય ઘણી રીત તોય ન તેમ ન ધરે ૫

**વિદર્ભી**—(આંખમાં આંસુ સહિત) બેટા ડાહી થજે ને સમાચાર લખતી રેહેજે.

**સુબાહુ**—(ધૈર્યધારી) હવે તમે સર્વ પાછાંવાળો એતો જેમ જેમ તમે સાથે આવતાં જશો તેમ તેમ એનું હૃદય વધારે ભેદાશે અને હવે જવું જોઈએ કેમકે કોણ જાણે આગળ હજુ કેટલોય વિલંબ થશે માટે બેટા શશિકળા રથમાં બેશ.

**શિશિકળા**—(સર્વને વંદન કરી રથમાં બેશી) હું સર્વની આજ્ઞા માગું છું ને વિનતી કરૂં છું કે સર્વ જણ મારૂં બોલ્યું ચાલ્યું મનમાં ન લાવતાં મને ક્ષમા કરજો.

**સુબાહુ**—સારથી રથ ચલાવો (જાય છે.)



## પ્રવેશ ૩ જો.

### સ્થળ માર્ગ.

સુબાહુ મંત્રી સેનાપતિ, સુદર્શન, શશિકળા,
વિદલ્લ કૃષ્ણુશર્મા વગરે.

**સુબાહુ**—(સૈન્ય ઉભેલું જોઇ મનમાં) સૈન્ય આગળ કેમ ચાલતું નથી વારૂં. શું રાજાઓ રસ્તો રોકી બેઠા છે કે શું? (એવા વિચારમાં છે એટલામાં પ્રતિહાર આવે છે.)

**પ્રતિહાર**—(નમન કરી) મહારાજ રાજાઓ રસ્તાનું રોધન કરી આગળ ઉભેલા છે. તેથી માર્ગ વિના સૈન્યથી આગળ વધી શકાય તેમ નથી તેથી સેનાપતિ આપની આજ્ઞા જાણવા માગે છે.

**સુબાહુ**—(શોકાતુર થઈ જઇ) પ્રતિહાર! આ સમાચાર સુદર્શનને નિવેદન કરો.

**પ્રતિહાર**—જેવી મહારાજની આજ્ઞા (સુદર્શનને કહેવા પાછળ દોડતો જાય છે) જેને આવતો જોઇ.

**સુદર્શન**—કેમ પ્રતિહાર!

**પ્રતિહાર**—(નમન કરી) મહારાજ! સુબાહુની આજ્ઞાથી આપને નિવેદન કરવાનું કે રાજાઓ માર્ગ રોકી બેઠેલા છે. તેથી સૈન્ય આગળ વધી શકતું નથી.

**સુદર્શન**—ચિન્તા નહીં, પ્રતિહાર મહારાજને કહો કે હું

હમણાંજ આપની પાસે આવું છું ને પછી તે વિશે આપણે વિચાર કરીશું.

**પ્રતિહાર**—જેવી આજ્ઞા (જાય છે.)

**સુદર્શન**—પ્રાણપ્રિયે! મારી સાથે ભગવતિની સ્તુતી કરો.

(શરણ પડયો છું રે શ્રી હરી; એ રાગ.)

શરણ છી'એ રે માવડી તારે કરજે આજે સાહ્ય.
સાહ્ય ન કોનીરે તું વિના, ધરજે માટે આવી બાંહ્ય, શરણ ૧
તું આજ્ઞાએ રે છે કર્યું, લગ્ન અમોએ તો ઓ! માત.
જાણત આવું રે તો કદી, કરતે નહીં પરણ્યાની વાત. શરણ.૨
શત્રુ દળ છે રે અતિઘણું, નહે લઢૈયા કો મુજસાથ.
એક હું આશરે તાહરી, ભીડુ બલીયા સાથે બાથ. શરણ ૩

**શશિકળા**—પ્રાણનાથ સૈન્ય અને સેનાપતિ તથા મહા બળવાન્ મારા પીતાજી છે તેઓ તેમની સામે લડવાને ઓછા નથી માટે આપ એ દુષ્ટોની સામે ન જાવ. હું એકલી અહીં કોને આધારે? અને એ પાપીઓને તો પછી મારૂં હરણ—

**સુદર્શન**—(વચમાં પ્રિયા તમારે લગાર પણ ચિન્તા કરવી નહીં, ક્ષણે ક્ષણે ને પળે પળે તમારી સંભાળ લે તો રહીશ.

**શશિકળા**—નાથ કેસા ગજકો બંધ છુડાયો. એ રાગ.)

નાથ તમે માનીને વેણુ આ મારૂં રહી સાથે રક્ષણુ કરો
મારૂં. નાથ ટેક.

યુદ્ધ થાય છે નાથ જાણો છો આજ મારે કાજે.
શત્રુ યુદ્ધાજીત મુકીને જાતાં જાણું ન કરશે શું હાઝે. ૧
સમય નથી ના આ પડવાનો જુદાં એકેકથી જાણો,
માટે વિચારી મનમાંહી વ્હાલા દાસીની વિનતી આણો. ૨
યુદ્ધ સુખેથી કરો નાથ મારા રથમાં બેશી મુજ સાથે,
અર્ધાંગના કેવી રીતે લડે તે પણ જુઓ શત્રુની સાથે. ૩

**સુદર્શન**—પ્રિયા! શાસ્ત્રમાં ના કહેલું છે.

## ગીતિ.

જો ઇચ્છા એવી છે તારી તો હું રહીશ તુજ પાસે.
સમજાવી રાજાને આવું સત્વર પ્રિયા હું તુજ પાસ. ૧

(એમ કહી સુબાહુ પાસે જાય છે અને કૃષ્ણશર્માને તેના રથ પાસે મોકલે છે.)

**યુદ્ધાજીત**—(સામેથી સૈન્યને આવતું જોઇ) હે બળવાન અને પરાક્રમી રાજાઓ બાળક સુદર્શન તમારા સર્વના બળ આગળ પશુ તુંલ્ય છે? માટે એકત્ર થઇ યુદ્ધે એને મારી નાખી પેલી કોમલાન્ગી મૃગલોચનાનું હરણ કરો, જોઇ શું રહ્યા છો.

**રાજાઓ**—યુદ્ધાજીત ! હવે તમે જુવો કે શું થાય છે. હજુ અમને ગોઠવણ બોઠવણ કરવા તો દ્યો પછી વાત.

**સુબાહુ**—(સુદર્શન પાસે આવવાથી) કેમ આપનો શો વિચાર છે? હું તો ધારૂં છું કે હમણાં તમારો રથ નગરમાં લઈ જાવ તો સારૂં.

**સુદર્શન**—આપ એ શું બોલ્યા, ક્ષત્રી પુત્રને યુદ્ધની નવાઈ છે? માટે આપણે આપણા પૂર્વના નિયમ પ્રમાણે વ્યુહ રચના સાથે સૈન્યને આગળ વધવા આજ્ઞા આપી યુદ્ધ ચાલતું કરો સર્વ સારૂંજ થશે એમ જાણો કે દેવી સાહ્ય આવીજ ચુક્યાં છે (એટલામાં સિંહ પર બેશી અંતરીક્ષથી અંમબીકા ઉતરે છે તેને નમન કરી) જોયું આ આવ્યાં માટે હવે જે અંબે! કહીને સૈન્યને આગળ વધવા આજ્ઞા આપો હું પણ મારો રથ ચલાવું છું.

**સુબાહુ**—જેવી ઇચ્છા.

(જે અંબેના પુકાર સાથે સૈન્યને આગળ વધારવા તથા વ્યુહ રચના કરવા સેનાપતિને આજ્ઞા આપે છે અને સુદર્શન પોતાના સામંત વિદલ્લને રાણી સાથેજ રેહેવા આજ્ઞા આપી પોતાના રથમાં બેશી આગળ વધારવાને સારથીને આજ્ઞા આપતાં આગળ યુદ્ધ થાય છે તેમાં થોડાંક માણસ સાથે શત્રુજીત ધસારો કરી રાણીના રથને ઘેરી બોલે છે.)

શત્રુજીત—

કોગલાકીી નથી યોગ્ય વેઠવો વનવાસને,
મુકી આ પાપીને વ્હેનો ઝાલતું મુજ હાથને. ૧

(હાથ લાંબો કરે છે)

ભોગવી ભોગતું નાના વિધીના મુજ સાથમાં,
સજી આભુષણો રૂડાં સુખે રે' રાણી જુથમાં. ૨

શશિકળા—

વિપરીત મુકી માઝા બોલવું લેશ ના ઘટે,
કનીષ્ટ પુજ્યની સાથે ભુલ્યા રાજ્યે શું ! એ વટે. ૩

મારા નાના દિયર છો માટે બોલ્યું મનમાં ન લા-
વતાં જાવ જીવતા જતા કરૂં છું નહીં તો ક્ષણ-
વારમાં મને પ્રાણ લેતાં વાર ન લાગે પણ–

( મારારે સ્વામી મારાથી છોટા એ રાગ )

દીયર મારા ઘટતું નથી તમને શત્રુપેર ઘેરી લેવાં અમને
દીયર. ૧
સમજો કાંઈ સારૂં નહીં થાયે યુદ્ધે પ્યારા કૈંકના જીવ જાયે
દીયર. ૨
કરો રાજ્ય ગર્વ ન મન માંહી ગાદી નહીં આવે સાથે ત્યાંહિ
દીયર. ૩
ધરો આશ મનમાં ન વરવાની વિપ્રીત થતાં લે પ્રાણ મ-
રવાની દીયર. ૪

નાના છો માટે ન ઉપાડે આયુધ ભ્રાત જોર ન દેખાડે
દીયર. ૫
ચેતાવું છું પાછાવળો ચેતી કરો રાજ ખાઇ પી સુખેથી
દીયર. ૬
નથી ગાદી એમને તો લેવી નથી યુધાજીતને શિક્ષા દેવી
દીયર. ૭
જોઇ સુખી તમને સુખી થઇશું અમો સુખ માંહી વને
રહીશું દીયર. ૮

**સુદર્શન**—( અન્ય ઉપર બાણનો મારો ચાલુ રાખતાં )
આથી ઉત્તમ શીખામણ બીજુ કોણ આપશે.

**શિશિકળા**—માટેજઃ—

**શત્રુજીત**—(વચમાં.)

## અનુષ્ટુપ.

ર'વાદે બોલવું તારૂ કાળ રૂપી તું કામીની,
હરીને પ્રાણ હું આના વરૂછું જો તું ભામીની. ૧

**(એમ કહી ખડ્ગ ખેચે છે.)**

**સુદર્શન**—કનિષ્ટ ઉપર હાથ ઉપડવો મને યોગ્ય નથી.
(એમ કહી અન્ય ઉપર બાણનો માર ચાલુજ
રાખે છે પણ તેને ખડ્ગ કાઢતો જોઇ.)

**કૃષ્ણશર્મા**—એક તો ચોરીને ઉપરથી વળી શીરજોરી ક-
રવી કે.

અનુષ્ટુપ.

ડરેપાપી નહી શું તું મુખથી આમ બોલતાં.
ઘટે છે કાપવી તારી હવે તો જીભ બોલતાં. ૧

શત્રુજીત—(તેના ઉપર ખડ્ગ ઉગામતાં.)

અનુષ્ટુપ.

ચુપરે' બ્રાહ્મણા તારૂં કામ નહીં રણાંગણે,
શૂરા શૂરાતનો સારૂ ક્ષત્રણો ક્ષત્રીયો જણે. ૨

કૃષ્ણાશર્મા—(તેની ભણીથી ખડ્ગનો થયેલો પ્રહાર બચાવતાં) બ્રાહ્મણ પરશુરામનું પરાક્રમ બાલ્યાવસ્થે વગર શ્રમે મળેલા રાજ્યે ક્યાંથી જાણો માટે.

અનુષ્ટુપ.

બતાવ શૂર જે હોય તાહરૂં સુખથી હવે,
લઈને પ્રાણ આ હસ્તે મોક્ષ આપુ છું આ પળે. ૩

(એમ કહી તરત પોતાના ખડ્ગે કરીને શત્રુજીતને ઘોડા ઉપરથી હેઠો પાડે છે તેથી ભયને લીધે સૈન્ય નાશી જાય છે.

સુદર્શન—અરરરા! કૃષ્ણશર્મા આમ નહોતુ કરવું. હલેતાના બોલવા સામુ શું જોવું. (શોકમાં પડી આયુધ મુકી દે છે.)

## ગાયન.

**શશિકળા**—(રેદેવા તું દીનદયાળુ બહુ કીધા ઉપકાર એ રાગ)

રે સ્વામી આ સમય આનંદી શોક કરો કેમ આપ
કૃષ્ણશર્માએ સાહ્ય કરીને શત્રુનું કાઢ્યું પાપ. ૧

શત્રુ સમ વરતીને પોતે આપશું બાંધ્યું વેર
ના સુણવાનાં વચન શુણ્યા મેં જાણેકાંને બે પેર. ૨

પાપી લેવાયો પાપે શાંને શોચ કરો શે કામે,
કોશલદેશપતિ લેવાને આવ્યો છે આ સામે. ૩

લ્યો આયુદ્ધો પ્રિય હવે ને યુદ્ધાજીતને મારો.
એ પાપીનાં કાવતરાંએ દેશ ગયો તો સારો. ૪

**સુદર્શન**—(શોકમાંજ.)

### અનુષ્ટુપ.

હણાયો ભ્રાતને લેવું રાજ્ય કે' કુણ કારણે.
નથી ઇચ્છા મને પ્યારી રાજ્યની મરૂ આ રણે. ૧

**કૃષ્ણશર્મા**—આપ નથી જાણતા કેઃ-

### અનુષ્ટુપ.

નથી તાત નથી માત નથી ભ્રાત નથી સગાં.
ભૂમીમાં કોઇનાં કોઇ સહુ માયા લગી સગાં. ૨

માયા છે જગતમાં એવી શોચ શાને કરો હવે.
લઇ આયુદ્ધને મારો યુદ્ધાજીતજ આહવે. ૩

**શશિકળા**—કૃષ્ણુશર્મા ભાઇનું કહેવું ખરૂં છે. કોઈ કોઈનું નથી ક્ષત્રીઓનો તો ધર્મજ છે અને એમણે પણ પોતાનો પ્રાણુ બચાવતાં તેમ કરેલું છે. આપના જોવામાં યુદ્ધ કરતા હતા તેથી નહીં આવ્યું હોય કે ત્વરાથી ઘા બચાવી ન લીધો હોત તો કૃષ્ણુશર્મા આ સમયે જીવતા ન હોત.

**મહામાયા**—(એકાએક ત્યાં આવી) પુત્ર સુદર્શન આ શું?

**અનુષ્ટુપ.**

શોક આ સમયે છાંડી સંગ્રામે શત્રુને હણો.
વિચારો લાભ તેમાં છે તમારા ભાગ્યનો ઘણો. ૧

માટે એ સર્વ શોક તજીદઇ આયુદ્ધ ધરી સંગ્રામમાં જોતા નથી કે યુદ્ધાજીતે ક્રોધાવેશમાં કાશીપતિના સૈન્યનો કેટલો ઘાંણુ કાઢી નાંખ્યો? અને વળી પાછો ધસારો કરવાની વાટ જુએ છે તે કરશે? (આવી ગડબડ ચાલે છે તેવામાં શત્રુજીતને ઘોડા ઉપર ન દેખવાથી તથા સૈન્યને નાશી આવતું જોઇ ગાભરો ગાભરો.)

**યુદ્ધાજીત**—સેનાપતિ સરત કાઢો ને વારૂં પેલું આપણું સૈન્ય કેમ દોડી આવે છે ને શુર શત્રુજીત ક્યાં છે?

**સેનાપતિ**—મહારાજ બોલતાં જીભ ઉપડતી નથી પણ (સખેદ) શત્રુજીત મરાયા—

**યુદ્ધાજીત**—શું ! (શોકમાં)

## વૈતાલીય છંદ.

સમરાંગણમાં પડયો અરે શુર શત્રુજીત ને જીવ્યું હવે,
મમ લાન્છનદાઇ છે ઘણુ મરવું છે ભલું આ રણાંગણે. ૧

(અત્યંત શોક કરે છે તેને.)

**સેનાપતિ**—મહારાજ આ સમય વિકટ છે દેવીને દેખી આપણું સૈન્ય ત્રાશ પામ્યું છે ને નાસવાની વેતરણ કરવા ધારે છે તેમાં આપ આવા શોક સાગરમાં ડુબી વધારો કરો છો. આપને તો હવે શોક તજી વ્હેર લેવું ઘટે છે.

**યુદ્ધાજીત**— વૈતાલીયછંદ.

ભયના મરવા તણો ધરો અરિ સંહાર રણાંગણે કરો.
મરિને સમરાંગણે વીરો શુભ સ્વર્ગે સઘળાય સંચરો. ૧

**સેનાપતિ**—સત્ય છે. આપનું કહેવું પરન્તુ આ સમય હવે જાળવી લેવાનો છે બાકી આપના બાહુબાળ આગળ કુમાર સુદર્શન કોણ માત્ર છે.

**યુદ્ધાજીત**—અરે રે !! એ પાપીને મારે જીવતોજ નહોતો મુકવો જોઇતો હતો. વાણીયા ડાહ્યા બહુ તો હો ! ક્યારે આ હાથ તેમને મારીને શાન્ત થશે ?

**સેનાપતિ**—મહારાજ યુદ્ધ થવા માંડયું અને આપ તો ખરે આવા નહિં તો પછી.

**યુદ્ધાજીત**—(વચમાં) આ ભૂમીથી મારે હવે વ્હેર લઇને

પણ શું મોઢું લઈને ઘેર જવું, માટે હવે તો આ પાર કે પેલે પાર સૈન્યને શુર ચઢાવો ને કહો કે એ સ્ત્રી જાતિથી શું બ્હી જાવ છે. લગાર પણ ડરશો નહીં ને એકવાર હર હર રાબ્દે શત્રુ ઊપર તુટી પડો પ્રભુ આપણનેજ જય આપશેજ પણ સેનાપતિ પાપી સુદર્શન જીવતો ન રેહે હોં તેની કાળજી રાખજો સેના પોતાની મેળે લઢશે પણ આપણાં બાણો તો સિધાં તેના ભણીજ જવાં જોઇએ (વિચારી) પરંતુ જો એ જીવતોજ હાથ આવે તો તો બહુ સારૂં થાય કેમકે આ હાથ જેટલા તેને મારવાને આતુર નથી તેટલા અથવા તેથી વધારે તેને બંધીવાન કરી દુઃખી દુઃખી ને દુઃખી કરવાને આતુર છે.

**સેનાપતિ**—જેવી મહારાજની આજ્ઞા (સેનાને શુર ચઢાવવા સારૂં)

## રોલાછંદ.

ધરો ધીર શુરવિર હીર ક્યાં ગયું તમારૂં,<br>
થઈ બ્હીકણ આ વાર! કાય વણસાડયું સારૂં. ૧

ધરો ડરો ના લેશ પાય શત્રુની સામે,<br>
લઇ-લ્હેર શુભ પેર વળો સયમ મુકામે. ૨

શત્રુજીત શુરવીર મારતાં રાજા માને,<br>
સ્મશાનવત્ સંસાર કહે જીવું હું શાને. ૩

તો શું નાવે લેશ તમોને કંઈ વિચારો,
ખાધુ લુણ જેનું તેહનું હિત્ત વિચારો. ૪

નથી દેવી એ સ્ત્રીથી થવાનું શું છે તમને,
હર! હર! શબ્દે માટ ઉઠાવો શીર આજ્ઞાને. ૫

ક્ષત્રી જે મારણે ડરે તે વ્યંડળ કા'વે,
ડરી માતની કુખે કુળે લાંચ્છન લગાવે. ૬

પડો કરી યા હોય શત્રુની સામે માટે,
જય મેળવવા આશ ધરો મન જીવની સાટે. ૭

હર! હર! કરીને પડો ઘાણુવાળો શત્રૂનો,
કેદી સુદર્શન કરી વગાડો ડંકો જયનો. ૮

(આવાં વાક્ય સાંભળતાં વાંતજ યુદ્ધાજીતના લશ્કરે સુબાહુ તથા સુદર્શનના ઉપર ધસારો કર્યો તે જોઇ)

**શશિકળા**–(વીનતી ધરજો ધ્યાન જન સહુ વીનતી ધરજો ધ્યાન એ રાગ)

આવે યુદ્ધાજીત પ્રાણુ પાપી મુઓ આવે યુદ્ધાજીત;
સૈન્ય લઇને ક્રોધ કરીને ધસ્યો આવે છે પ્રાણુ. પાપી. ૧
સાચવી લઢજો રક્ષણુ કરજો દેહતણું ઓ પ્રાણુ. પાપી. ૨
સૈન્યની પાસે વિદલ્લ જાશે ચીંતા ન કરશો પ્રાણુ. પાપી. ૩
અન્યની કાંઇ ચીંતાજ નહી ક્રષ્ણશર્મા હું છું પ્રાણુ. પાપી. ૪
અંબીકા દેવી સાહ્ય દે કેવી કરાવે છે જય પ્રાણુ. પાપી. ૫

**સુદર્શન**–કરો નહીં પ્રાણ મારૂં એને ચીંતા કરો નહીં, પ્રાણ;

છોને એ આવે કોને બીવાડે ડરતો નથી હું પ્રાણ. મા. ૧

ક્ષત્રી જાયો શું રણેડરૂં હું કદી આવે કોટી પ્રાણ. મા. ૨

લખ્ખોને મારી પૃથ્વી સુવાર્યા ડરૂં એથી શું પ્રાણ. મા. ૩

પાછળ દેવી ઉભી છે કેવી દેખો નહીં શું પ્રાણ. મા. ૪

**મહામાયા**<br>**અંબીકા.** } (પાછળથી)

બ્હીઓ તમે ન લગાર વરવધુ બ્હીઓ તમે ન લગાર. ટેક.

યુદ્ધ કરોને પછી જુઓ કે થાય શું તે આ વાર. વરવધુ. ૧

બેઉ જણ આ શબ્દ સાંભળી પાછળ જુએ છે ને નમન કરે છે. વિદલ્લ ને ધાત્રી વગેરેને રથમાં બેસવાને આજ્ઞા કરી શશિકળા કૃષ્ણશર્માને અન્યનું રક્ષણ કરવા સુબાહુને સૈનની સંભાળ રાખવા જણવી આયુધ સજી યુદ્ધની તૈયારી કરે છે તેવામાં એકાએક યુદ્ધાજીત આવી પોહોચી).

**યુદ્ધાજીત**—પાપી સુદર્શન તને તે દીવસે મુનીના આગ્રહે જીવતો મુકયો ત્યારે વધારે વકર્યો નહીં? તો લે હવે આ ફળને જા તારા ભ્રાત શત્રુજીતની જોડે (એમ કહી તેના ઉપર તીક્ષ્ણ લોહવાળાં બાણનો વરસાદ વરસાવવા માંડયો અને સેનાપતિને પણ તેમજ કરવા આજ્ઞા કરી)

**સુદર્શન**—જેઓ સમર્થ હોય છે તે બોલી બતાવતા નથી પણ કરી બતાવે છે (એમ જવાબ નહિં આપતાં બાણો કાપી નાંખતો તેમના ઉપર વરસાદ વરસાવવા મંડયો એ પ્રમાણે મહા ઘોર યુદ્ધ ચાલતાં મંત્રી વિદલ્લ ઘાયલ થયાના સમાચાર મળતાંજ તેને ડોળીમાં મુનીના આશ્રમે વિદાય કરી કૃષ્ણશર્માને ત્યાં મોકલી યુદ્ધ ચાલુજ રાખે છે તે જોઇ.)

**મહામાયા**—ધન્ય છે! પુત્ર ધન્ય છે! સાંભળજે અને સાવચેતીથી લઢજે અને બાણો ફેંકજે.

**સુદર્શન**—મહામાયા આપના પ્રભાવે કરીને મારાં સર્વ બાણ સિદ્ધાં તેમના ભણી જાય છે એટલુંજ નહીં પણ જતાં જેને વાગે છે તેને તો ઠારજ કરી આરપાર નિકળી જઈ એમના ઉપર પાછાં પડે છે અને આપની કૃપા છે તો એ દુષ્ટ અનાચારીના શા ભાર છે (આમ યુદ્ધ ચાલતાં રાજા સુબાહુનો મામો તથા એક ભાણેજ જેઓ યુદ્ધાજીતની પક્ષમાં હતા તેઓ મરાયા પણ યુદ્ધાજીતનો મારો તેવોજ ચાલુ હોવાથી અને પોતાના માથામાં બાણ ખુટી આવવાથી શોકમય થઇ અંબીકાનું સ્મર્ણ કરવા માંડયું તેથી.)

**મહામાયા—પુત્ર સુદર્શન હું તારી પાસેજ છું લે આ બાણ સ્મર્ણ કરીને નાંખ કે જે તેનો અંત**

આણુશે એટલુંજ નહીં પણ તેના (યુદ્ધાજીતના) પડવાથી અન્ય રાજાઓ પણ મ્હોને યુદ્ધ પણ બધજ કરશે કેમકે તારા શત્રુઓમાં એજ એકલો રહેલો છે.

**સુદર્શન**—( નગન કરીને ) લાવો મા (બાણ લઇ દેવીના સ્મર્ણ સાથે ને તેના ભણી નાંખે છે જેથી તે સિધુજ જઇ યુદ્ધાજીતની ભૃગુટીમાં વાગે છે અને તેથી તે ઓ રામ એવા શબ્દ સાથે રથમાંજ પડી જાય છે તે શબ્દ કાને પડતાં મહામાયાને આપના પ્રભાવે આ દાસ જનની કિર્તિનો હવે પાર રાખ્યો નહીં.

**સુદર્શન.**
**શશિકળા.**
**ધાત્રી.**
**કૃષ્ણશર્મા.**
( સાથે સ્તુતી કરે છે.

( રાગ ઓખા હરણનો. )

**અમે ભક્તી રહીત દેવી બાળ, તમે આવીને લીધી સંભાળ;**
**રક્ષા કીધી આવીને આ રણમાં, સ્તુતી ધારી અમારી ઘટમાં. ૧**
**દેવ દાનવ સૌ કો ઘરે છે, સાહ્ય ભક્તજો ભક્તી કરે છે;**
**જગદંબ આવો તતકાળ, અભક્તની સાહ્ય દયાળ. ૨**
**માજી આવ્યાં તમે રાખનાર, અમે હતાં પુરણ નીરાધાર;**
**નીરાશ્રયી હું અહીથી શું જાઉં, ગુણ આપના તે શા હું ગાઉં. ૩**
**તમે સ્રષ્ટી તણાં સ્રજનાર, સ્રજેલાંને પુરાં પાળનાર;**

લીલા લે'ર તમે કરનાર, લય કાળે તમે હરનાર. ૪
કરૂં કામ કયું હું તમારૂં, મુઢ બની ગયું છે મન મારૂં.
જાવું ક્યાં તે પંથ બતાવો, કાર્ય કર્વાનાં સુચન કરાવો. ૫

**મહામાયા.—**

અયોધ્યામાં તું જા ભાગ્યશાળી, તારી નારીની સાથે રૂપાળી;
આર્યવર્તનું તું રાજ ભોગવજે, મારૂ સ્થાપન કરી પુજા કરજે. ૬
સદા સાહ્ય હું તારી રહીશ, અયોધ્યામાં હું વાસ પુરીશ;
નિતિ રીતીએ રાજ ચલાવજે, દીન જનની દયા મન ધરજે. ૭
ભક્તી ભાવ સહીત ઋતુ શર્દે કરજે, નવ રાત્રપ્રીત રાખી રૂદે;
ચૈત્ર અશ્વિનને અશાડે, કરી પુજન જે તૃપ્તી પમાડે. ૮
અષ્ટમી અને નવમીએ રાય, ચતુર્દશીએ જો પૂજન કરાય;
બળીદાનના વિધી થકી મારૂં, તો હું કરૂં છું સદા તેનું સારૂં. ૯
રાજાઓમાં ઉત્તમ હે રાજંન, રાખી મારામાં તનમન ધંન;
તારા નગરે સ્થાપન મૂર્તી કરજે, ત્રણે કાળે પુજન તેનું કરજે. ૧૦

(એટલું કહી દેવી અંતર ધ્યાન થાય છે.)



## પ્રવેશ ૪ થો.

### સ્થળ અયોધ્યાની-
### ભાગોળમાંનો સુદર્શનનો શિબિર.

સુદર્શન શશિકળા ધાત્રી વિદલ્લ કૃષ્ણશર્મા અને સૈન્ય વિગેરે ને પાછળથી અયોધ્યાના પૌરજનો.

**સુદર્શન**--(ભાગોળ આવી એટલે) કેમ મંત્રી તંબુ કયાં નંખાવેલો છે?

**વિદલ્લ**--હાજી આજ્ઞા પ્રમાણે માણસોએ સર્વ નાંખી રાખેલા છે.

**સુદર્શન**--(ઉતરીને) રાણી આદી સર્વેને પેલા તંબુમાં ઉતારો આપણે પુરવાશીઓને મલવાની આ તંબુમાં ગોઠવણ રાખીશું.

**વિદલ્લ**--જેવી આજ્ઞા (અંતર પદડો પડે છે ને વિદલ્લ રથ પાસે જઇ આ તંબુમાં હમણા થોડીવાર વિશ્રાન્તી લેવાને સારૂં કુમારશ્રીની વિનંતી છે કારણ કે મોટા તંબુમાં તેઓ પુરવાસીઓની ભેટ લેવાને સારૂં ગોઠવણ રાખવા માગે છે.

- (શશિકળા તથા ધાત્રી ઉતરીને) ઓહો આ ભૂમી પાછી કેટલે વર્ષે જગદંબાની કૃપાથી જોવા પામ્યાં. (વિચાર આવવાથી) એકવાર આજ ભૂમી ઉપર--

## કવિત.

પરાક્રમી પાળનાર પ્રજાને જે નવ રાજા,
તેનુ જતાં રાજ તેણે ઘોરવન શેવ્યાંતાં,
રામચંદ્ર જેવા રાજા તણી પણ લક્ષ્મી જેવી,
પટરાણી જાનકી એ લંકેશે હરાયાં તો
દીનદીન ચઢતી ને પડતીજ આવે સોની
આજ ભુમીથકી અમે જીવ લઇ નાઠાંતાં,
સુખ દુઃખ વારા ફરતી આવે એમ સરવેને,
શોક તેમાં સજ્જન તો મનમાં ન લાવતાં. ૧

**શશિકળા**—ખરી વાત છે આવે સમયે તે મનમાં ન લાવતાં જે દેવીએ આપણાં દુઃખ ફેડી નાંખ્યાં છે તેનેજ સમરવાં એ સારૂ છે.

**ધાત્રી**—ભાગ્યશાળિનિ? તે ખરૂ છે પરન્તુ પ્રથમ ભૂમી જોઇ આ હૃદય લગાર ભરાઇ આવ્યું બાકી બીજુ કાઇ નથી. અંબીકાનું રટણ તો સર્વદા આ હૃદયમાંથી ખસનાર નથી ચાલો હવે આપણે પેલા તંબુમાં જઈએ. મંત્રી તમે સિધારો શોર થાય છે નથી પુરવાસીઓ આવતા હોય તેમ લાગે છે.

**વિઠ્ઠલ**—જેવી આજ્ઞા (જાય છે.)

**શશિકળા**—ત્યારે આપણે તંબુમાં જઇશું કે?

**ધાત્રી**—હા ચાલો (જાય છે અંતર પડદો ઉપડતાં સુ-

દર્શન અને કૃષ્ણશર્મા બેઠેલા માલમ પડે છે ને વિદલ્લ પ્રવેશ કરે છે તેને જોઇ.)

**સુદર્શન**—કેમ મંત્રી સર્વ પ્રકારે વિરામ મળે તે પ્રમાણે ગોઠવણ કરી આપી?

**વિદલ્લ**—આજ્ઞાનુસાર કરવામાં દાસીજન કોઈપણ દિવસ ભૂલ કરેજ નહીં. પણ સર્વેનું મન લગાર પાછી આ ભૂમી જોઇ ખેદ યુક્ત થયું છે.

**સુદર્શન**—(અધીરાઇથી વચમાં) પછી તેમનું મન શાન્ત કર્યું કે નહીં? ન હોય તો હું ત્યાં જઇ આવું?

**વિદલ્લ**—શ્રમ લેવાની અગત્ય નથી તેમણે શાન્ત થઇ મને આજ્ઞા કરી પછીજ હું અહીં આવ્યો.

**સુદર્શન**—પ્રિય કૃષ્ણશર્મા.

## ઉપજાતી છંદ.

થઇ ન કોની વળી નાહી થાશે આ હાથથી તે વળી અન્ય જાશે.
અન્યેય તે જાથુક નાહી રે'શે ક્ષણ મહી કોઈ બીજોજ લેશે.

તો પછી તેને સારૂં માણસે હર્ષ અને શોક શાંને માટે કરવો જોઈએ વારૂં.

**કૃષ્ણશર્મા**—આપનું કેહેવું યથાર્થ છે, પરંતુ વૃદ્ધોનો જીવ સર્વદા એવોજ હોય છે.

**સુદર્શન**—(એવામાં કાને કોલાહલ પડવાથી) મંત્રી બારણે શાનો કોલાહલ છે વારું?

**વિઠ્ઠલ**—(પ્રતીહારને) પ્રતિહાર બારણે જુઓની શેની ગડબડ છે ?

**પ્રતિહાર**—(નમન કરી) અયોદ્ધાવાસીઓ સાથે નગરશેઠ પ્રધાન મંડળ આદી મળવાને માટે આવતા હોય એમ લાગે છે, પણ હજુ લગાર વાર છે.

**સુદર્શન**—મંત્રી તો હું જોડેના તંબુમાં કૃષ્ણશર્મા સાથે બેઠો છું તેઓ આવ્યેથી મને સત્વર જાણ કરજો (જાય છે.)

**વિઠ્ઠલ**—(નગર શેઠ પ્રધાનો વિગેરે આવ્યા તેમને આસન આપી) આપ સર્વે કુશળ છો ?

**પ્રધાનો**—હાજી કુમાક શ્રી ક્યાં છે ?

**વિઠ્ઠલ**—પાસેના તંબુમાં તેમના મિત્ર સાથે વાતમાં છે આપના આવ્યાની તેમને જાણ કરાવું આપ બેસો હુંજ કહી આવું છું.

**સર્વે**—ના એમને સુખેથી વાતચીત કરવા દ્યો. અમે બેઠા છીએ.

**વિઠ્ઠલ**—પોતે સિધાર્યા ત્યારે મને આજ્ઞા કરતા ગયા છે કે કોઈ આવે તો મને તતક્ષણ જાણ કરજો, માટે જણાવ્યા વિના ચાલે નહીં (જાય છે ને સરદારો વિચાર કરે છે.)

**સરદારો**—કુમારશ્રી પધારે કે તેજ સમયે પ્રથમ તો તેમને ગાદીને માટે વિનતી કરવી ને પછી આ

પણે તેમને અધિપતિ ગણી આપણી ભણીની ભેટ કરવી.

**મંત્રીયો**—યથાર્થ છે, આપ સર્વેનું બોલવું, અને ઘટે તેમજ. અમારો વિચાર તો રાજનીતિ પ્રમાણે પ્રથમથીજ તેમને રાજ્યાભિષેક કરવાનો હતો પરન્તુ યુધાજીતે અમારૂં ન માનતાં યુદ્ધ કરીને શત્રુજીતને પટાભિષેક કર્યો.

**નગરશેઠ**—ચાલો હવે એ વાત પડતી મુકો કુમારશ્રી પધારે છે (બધા રહી જાય છે અને સુદર્શન તથા વિદલ્લ પ્રવેશ કરે છે ને સર્વ તેને માન આપેછે.)

**સુદર્શન**—આપ સર્વ બીરાજો (એમ કહી આસન લેવા આજ્ઞા કરવાથી સર્વ બેસે છે)

**સરદારો**—અમો આજથી આપને અમારા અધિપતિ માન્ય કરીએ છીએ અને ઇચ્છીએ કે અમારી વિનતિ સ્વીકારી રાજ્યાસનના અધિપતિપણાની આ અમારી ભેટ સ્વિકારશો?

**મંત્રીયો**—આપનાં પવીત્ર દર્શને આ સર્વે સજ્જનનાં મન આજે પ્રફુલીત કર્યા છે. અને તેઓ પણ ઇચ્છે છે કે સરદાર લોકની વિનતિ માન્ય કરી અમને પણ કૃતાર્થ કરશો (એમ કહી ભેટ કરવા જાય છે. તે સર્વને.)

**સુદર્શન**—ભેટ આજે હોય નહિં મારા પુરમાં આવ્યા

પછી એ વિશે હું વિચાર કરીને તમો સર્વને કહીશ પછી થઇ રેહેશે.

**નઠારશેઠ**--(હાથ જોડી) સર્વ ઉપર દયા કરી વિચાર કરવાની વાત જવાદ્યો. નગરમાં પધાર્યા પછીની ભેટ જુદી છે ને આ જુદી છે, માટે આ મેલાપની ભેટ તો સ્વિકારી કૃતાર્થ કરવાજ પડશે. છોકરાંના વાંકસામુ પીતાએ જોવું ન જોઇએ (એમ કહી હીરાનો હાર તેના ગલામાં નાંખવા જાય છે.

**સુદર્શન**—આપ વૃદ્ધની ઇચ્છા એમ છે તો લાવો હું તેનો સ્વિકાર કરૂં છું.

**નઠારશેઠ**--કૃતાર્થ કર્યા.

**સુદર્શન**—( કિન્ચીત હસી ) આપનું કેહેવું છે તો હુ તે પણ સ્વિકારૂં છું પછી કાંઇ.

**નઠારશેઠ**--(હાથ જોડી) મારૂં આટલુ માન રાખવા માટે હું આપનો જે ઉપકાર માનું તેટલો ઓછો છે અને આશા છે કે રાજ્યાસન સ્વીકારવાની વિનતી માન્ય કરી તેમાં વધારો કરશો પુરવાસીઓ આપના દર્શન માટે અને રાજ્યાસને બીરાજેલા જોઇ ભેટ કરવા માટે આતુર થઇ પુરમાં સર્વ પ્રકારે શોભા કરી રહ્યા છે. તો આજના મુહુર્ત સારૂં હોવાથી પધારી તેમને પણ કૃતાર્થ કરશો.

**સુદર્શન**—આપનું તે કહેવું હું માન્ય કરૂં છું અને સાં·

જના નગરમાં પ્રવેશ કરીશ, પણ રાજ્યાસન મા-
ટે કોઇ બીજોજ દિવસ નિરમાણ કરવો પડશે
કારણ કે તેને માટે એક કારણ છે જે હું છુપા-
વા માગતો નથી. આ નગરમાં અંબીકાનું
સ્થાપન કર્યા પછીથી હું રાજ્યાસનનો સ્વિકાર ક-
રીશ કે જેની કૃપાનું આ સર્વ પરિણામ છે.

**નગરશેઠ**—એ ઇચ્છા છે તો બહુ સારૂં તેમાં વચ્ચે આ-
વવું એ અયોગ્ય હું સમજુ છું. પરંતુ નગરમાં
પધારવા સારૂં સવારીની સર્વ ગોઠવણ કરી આ
દાસજનો અહીં આવેલા છે અને હવે સમય પ-
ણ થોડોજ રહેલો છે તો તેટલામાં જવું શું ને
આવવું શું માટે એકાદ મંત્રી જઈ સર્વ વ્યવસ્થા
કરી મુકશે કેમ મંત્રીઓ.

**મંત્રીયો તથા સરદારો**—અતિ ઉત્તમ વિચાર અમારામાંથી એકાદ બે જ-
ણાંજ જાય છે ને તે સર્વ ગોઠવણ કરે છે
(એમ કહી બેજણ જાય છે)

**સુદર્શન**—તો બહુ સારૂં. આપ સર્વ અહીં લગાર વિશ્રા-
ન્તી લ્યો અને તેટલામાં હું આપણે પુરમાં જવા
માટે વિલંબન થાય તેને માટે મારી સર્વ ગોઠવ-
ણ કરી રાખું (એમ કહી ઉઠે છે અને સર્વ તેને
માન આપે છે ને તે વીદલ સહીત જાય છે ને
અંતર પડદો ઉપડવાથી બેઠેલાં સર્વ સુદર્શનને
આવતો જોઈ.)

**ધાત્રી**—મંત્રિ મંડળ આદી સર્વને મળ્યા?

**સુદર્શન**—હા, સરદાર મંત્રી નગરશેઠ આદી સર્વે નગરમાં પ્રવેશ કરવાને અત્યાગ્રહ કરે છે ને કેહે છે કે આજ મુહુર્ત સારૂં છે તેથી અમો સર્વ સર સરદાર આપને તેડી જવા આવ્યા છીએ અને નગર વાસીઓ એ પણ નગરમાંજ આપના આવકાર માટે સર્વ સાહીત્ય કરી રાખ્યું છે માટે સાંજના પધારો.

**ધાત્રી**—ભગવાન્ ભારદ્વાજે પણ સાંજનુંજ મુહુર્ત આપ્યું હતું એટલે તેમનું કહેવું યોગ્ય છે. પણ વારૂં આશ્રમે મોકલેલો સ્વાર હજુ કેમ ન આવ્યો?

**સુદર્શન**—અને તેથીજ બીજા સવાર પણ મોકલ્યા છે. હવે તો તેમાંનો એકદ પ્રત્યુત્તર લઇ આવવો જોઈએજ અને હું ધારૂં છું કે આવતો હશે પરન્તુ એ આપણે પુર પ્રવેશ કરવાને સમય થોડો છે માટે પરવારી લેવું જોઇએ અને જો કંઇ વિલંબ ન હોય તો રથને સારૂં આજ્ઞા કરૂં મંત્રી વિદલ્લ સર્વ સામન આદીની ગોઠવણ તો કરી ચુકયો છે.

**ધાત્રી**—અમને વિલંબ નથી માટે સુખેથી રથ તૈયાર કરેવો પરન્તુ કુમાર! આ સમય જગદંબાએ બતાવ્યો તો હું તમને સજોડ વાજતે ગાજતે નગર

પ્રવેશ કરતા જોવાને આતુર છું તેથી મારાં નેત્ર શીતળતાને પામશે.

**વિદૂષક**—બારણે બે રથ આણવાને માટે આજ્ઞા આપુછું (એમ કહી જાય છે.)

**પ્રતિહાર**—(પ્રવેશ કરી નમન સાથે) રથ સજ્જ થઈ ચુકયા છે આજ્ઞા હોય તો અહીં આગળ લાવું.

**સુદર્શન**—સત્વર લઇ આવો.

**પ્રતિહાર**—જેવી આજ્ઞા (જાય છે ને રથ લઈ આવે છે તેમાં બેશી સર્વ વિદાય થાય છે ને પડદો પડે છે બીજો પડદો ઉપડતાંજ નગરનો દેખાવ આપે છે ત્યાં પૌરજનો પુષ્પ અક્ષતાદિ અને સોના રૂપાનાં પુષ્પોથી વધાવી લેછે.

(મંત્રી જાય છે)

**ધાત્રી**—જાઓ (શશિકળાને બોલાવે છે) કુલવધુ! (શશિકળા પ્રવેશ કરી નમન સાથે)

**શશિકળા**—શી આજ્ઞા.

**ધાત્રી**—પીતા ભારદ્વાજ આપણાપર કૃપા કરી વિનતિ સ્વિકારી આપણું રાજ્ય પાવન કરતા હોય એમ લાગે છે ને તેઓ આવી પહોચ્યાના સમાચાર મળવાથી સર્વ તેમના સામા ગયા છે તો પુજાની સર્વ સામગ્રી લઇ તમે સત્વર અહીં આવો તમારાં સાસુજી પણ આવ્યાં હશે.

**શશિકળા**—આજ્ઞા પ્રમાણે સર્વ લઇ એક ક્ષણ વારમાં આવું છું. (નમન કરી જાય છે.)

**ધાત્રી**—(મનમાં) વહુ તો ગઇ જોવું વારૂં પાસેનો મેહેલ તેમના ઉતારા માટે સ્વચ્છ કરવા આજ્ઞા આપી હતી તે પ્રમાણે કરાવી રાખ્યો છે કે નહીં (જાય છે ને પડદો પડી મુની આદીનો વિદલ સાથે પ્રવેશ થાય છે તે સાથે સુદર્શન પ્રવેશ કરી.)

**સુદર્શન**—પીતાજી અને અન્ય મુનીઓ તથા ઋષી પત્નીઓને હું સુદર્શન સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરૂં છું

**ઋષીઓ**—કલ્યાણ કલ્યાણ.

**ભારદ્વાજ**—પુત્ર તેં શું કરવા શ્રમ લીધો.

**સુદર્શન**—પીતાજી–શ્રમ એ શબ્દ આપને બોલવો જોઇએ? આ પાપી સર્વદા આપને શ્રમ આપતો આવ્યો છે જે આપ ક્ષમા કરો છો તે પ્રમાણે સર્વદા કરશો સૌ પધારો (એમ કહી મેહેલમાં સર્વને લઈ જાય ને પડદો ઉપડી ધાત્રી તથા શશિકળા બેઠેલા દેખાય છે.)

**ધાત્રી તથા શશિકળા**—(એ સર્વને પ્રવેશ કરતા જોઇ) અમો બેઉ આપને પ્રણામ કરીએ છીએ (એમ કહી સર્વની પુજા કરે છે.)

**ભારદ્વાજ**—કલ્યાણ કલ્યાણ (શશિકળાને) પુજવાના ભવ,

**ધાત્રિ**—કુલવધુ શશિકળા ! આ તમારાં સાસુજી.

**શશિકળા**—આર્યાને હું અભિવંદન કરૂં છું. (પગે પડે છે)

**મનોરમા**—પુત્રવધુ ? સર્વદા કુલની વૃદ્ધિ કર !!

**ધાત્રિ**—દેવિ ? એનો સ્વભાવ ઘણોજ શાન્ત છે એટલુંજ નહિં પણ કંકુનાં પગલાંની છે.

**મનોરમા**—અમારાં પૂર્વનાં પુણ્યનોજ એ પ્રતાપ છે. ઇશ્વર એને સારો દા'ડો આપી અમને હર્ષ કરાવો એજ.

**શશીકળા**—(નિચે મુખે મંદ હાસ્યથી) આર્યા મારી માતા એ પ્રણામ કહાવ્યા છે.

**મનોરમા**—(હર્ષથી પોતાની પાસે બેસાડી) તેઓ કુશલ છે ?

**ધાત્રી**—પીતાજી આટલો બધો વિલંબ થવાથી અને બહુ ચિન્તા થતી હતી કે શું હશે કે વિલંબ થયો ને થયો તો તે શા કારણે તે પણ કેમ જણાતું નથી મહારાજ જાણ કર્યા વિના તો રેહે નહીં ને આ પ્રસંગે આમ કેમ થયું.

**ભારદ્વાજ**—કોઈ કારણ ન હતું સ્વારે તો વિનતી કરી કે હું પ્રથમ જઇને જાણ કરૂં પરન્તુ મેં કહ્યું કે કાંઇ જરૂર નથી સાથે સાથે જઇએ છીએ એમાં ચીન્તા કરવાનું કાંઇ પ્રયોજન હતું નહીં તેવું કાંઇ હોત તો હું પ્રથમથીજ જાણ કરાવ્યા વિના કેમ રહેત.

**મનોરમા**—પીતાજી આજ આપ સર્વનાં પુનઃ દર્શન અને તે પણ આ ભૂમીમાં થવાથી મારૂં હૈયું હર્ષથી ઉભરાઇ જાય છે. સર્વ આપની કૃપાનાં ફળ હો પીતાજી નહીં તો સુદર્શનને કામબીજની

પ્રાપ્તી ક્યાંથીને આ દિવસ દેખવાનું ભાગ્ય ક્યાંથી.

**ભારદ્વાજ**—પુત્રી સર્વે જગદંબાની કૃપાનાં ફળ મનુષ્યથી શું થાય છે એતો માત્ર માર્ગ બતાવી શકે.

**સુદર્શન**—પરંતુ પીતાજી માર્ગ બતાવી માણસને તેમાં પ્રવર્તાવવું એજ બનવું કઠીણ છે.

**મનોરમા**—પુત્રિ હજુ મુહુર્તને વિલંબ છે તોપણ આપણે સર્વ સાહીત્ય એકઠાં કરાવવાં જોઈએ માટે મંત્રી વર્ગને તે સંબધી આજ્ઞા કરો ને અન્ય સગાં સંબંધીને પણ તેડાં કરાવો કે મુહુર્તે તે કાર્ય કરવામાં વિલંબ થાય નહી.

**સુદર્શન**—આપની આજ્ઞા પ્રમાણે અહીં આવી તરતજ મેં તે સર્વ કાર્ય આટોપી લીધું છે માત્ર આપ તેનુ અવલોકન કરી તે સર્વ યથાસ્થિત છે કે નહીં તે જોઈ લ્યો એટલે થયું માત્ર વિલંબ આપનોજ હતો આપ પધાર્યા એટલે તેનું અવલોકન કરી અનુકૂળ સમયે મુહૂર્તને દીવસે સર્વ તૈયાર કરાવી રાખું.

**મનોરમા**—પીતાજી આપ શ્રમિત થયા હશો માટે અવલોકન કાર્ય કાલે રાખી હમણાં તો ચાલો જોડેના મેહેલોમાં સર્વ વિશ્રાન્તીલ્યો. આપણે સઘળી તે વિશેની વાતો પછી કરીશું (સુદર્શનને) સુદર્શન જોડેના મેહેલોમાં જે ગોઠવણુ કરાવી

છે ને પીતાજી આદીને અનુકૂળ આવે તેમ છે કે નહી તે જોઇ લ્યોને.

**સુદર્શન**—માતાજી હું પ્રથમથીજ ત્યાં જઈ આવ્યો છું ને તેમાં જે કાંઇ ફેરફાર કરવો જણાયો તે હું વાસ જનોને સુચવી આવ્યો હતો એટલુંજ નહી પરન્તુ પછી પાછો તે પ્રમાણે તેમણે કર્યું કે નહી તેપણ જોઇ આવ્યોછું ને હવે તેમાં કાંઈ ન્યૂનતા રહી નથી માટે હવે આપણે પીતાજી-ની સાથેજ જઇએ છીએ ને તેઓ કાંઈ ફે-રફાર સુચવશે તો પછી તે કરાવી લેતાં શું વાર લાગે તેમ છે.

**ભારદ્વાજ**—પુત્ર તેં ગોઠવણુ કરાવી હશે તેમાં કાંઈ પ-ણુ ફેરફાર કરવો પડે તેમ હું માનતો નથી કા-રણુ કે તને કંઇ કેહેવું પડે તેમ નથી.

**મનોરમા**—પીતાજી જો આજ્ઞા હોય તો આપણે સર્વ ત્યાં જઈએ.

**ભારદ્વાજ**—પુત્રી ચાલો ( આકાશ ભણી જોઈ ) મારે પ-ણુ નિત્ય કર્મનો સમય થવા આવ્યો છે.

**સુદર્શન**—(આગળ ચાલી) પધારીએ પીતાજી ( તેની પા-છળ સર્વ જાય છે.

**પુરવાસીયો**—મહારાજા સુદર્શન ભલે પધાર્યા ચક્રવર્તીનો જય થજો.

**ભાટચારણાદી**—ઘણીખંમા સુર્ય વંશી નરપતિને પૃથવી

નાથ ને ધણીખંમા અનદાતાની દીનદીન ચઢતી થજો.

બ્રહ્મણાદી-- ગિતિ.

કિર્તી મેળવી ભૂમાં તેથી વધતી ગજો તને રાય,
કિર્તી વધતી ભૂમાં આશિર્વાદે ભૂદેવના થાય ૧

આવી રીતે નગરમાં સર્વ પૂર્ણ રચના જોતાં તથા લોકોના આવકારનો સ્વિકાર કરતાં ને ઉપકાર માનતાં વરવધુ રાજ્ય મહાલય આગળ ઉતરે છે ને ત્યાં પણ પુરવાસીઓ મળવાને આવે છે, તેમની સાથે મેલાપ કરી તથા ભેટનો સ્વીકાર કરી બેઠા જનાવી એકઠા થયલા વર્ગને દાન આદી આપવા માટે મંત્રીને.

**સુદર્શન**—મંત્રી વિદલ્લ આ પુજ્યજનોને (બ્રાહ્મણોને) અને બંદીજન આદીવર્ગને દક્ષણા અને દાન આદી આપી વિદાય કરો.

**વિદલ્લ**—જેવી આજ્ઞા (સર્વને લઈ જાય છે તેવાગાં)

**સુદર્શન**—સરદારો તથા દાસજન વિગેરે પણ તેમના ભ્રૂ પણ પ્રમાણે સરપાવ આપવાની ગોઠવણ કરો.

**વિદલ્લ**—આજ્ઞાનુંસાર કરી આપને જાણ કરૂં છું (જાય છે તેને)

**સુદર્શન**—મંત્રી માતા લિલાવતિને જાણ કરાવો કે હું તે-

મને મળવા ઇચ્છું છું જો તેમને હમણાં અ-
કાશ હોય તો.

**વિઠ્ઠલજી**—પ્રતિહાર રાણી લીલાવતીને ત્યાં જઇ તેમને વિ-
નતી કરો કે કુમારશ્રી આપના દર્શન ઇચ્છે છે
માટે જો હમણાં આપને અવકાશ હોયતો આવે.

**પ્રતિહાર**—જેવી આજ્ઞા (નમન કરી જાય છે ને લગાર
વારે પાછો આવી) તેઓ મારી સાથે કહેરાવે છે
કે જ્યારે પધારો ત્યારે મને અવકાશ છે.

**સુદર્શન**—મંત્રી તો હું ત્યાં જઈ આવું તમો માતાજી આ-
દી મેહેલમાં સર્વ ગોઠવણ કરી આપજો ને જ-
ણાવજો કે હું ત્યાં જઇ આવી હમણા આવુંછું
(જાય છે ને પાછળ વિઠ્ઠલ પણ જાય છે.)



# પ્રવેશ ૫ મો.

## સ્થળ સુદર્સનનો રાજમેહેલ.

**મનોરમા, સુદર્શન, વિઠ્ઠલ અને પછીથી સ્નેહિઓ.**

**મનોરમા**–પુત્ર અધપી પેલો સ્વાર કોઇ પણ સમાચાર લઇને આવ્યો નહીં તેથી મને તો ચીંતા થાય છે કે શું હશે.'

**સુદર્શન**––માતાજી આપ નીડર રહો કદાપી તેમણે સાથે આવવા માટે તેને પણ રાખ્યો હશે બાકી આટલી વાર તે રહે નહીં.

**મનોરમા**––તોપણ તે વિશેની આપણને જાણ કરવા એ-કાદ માણસ તો પાછું મોકલે તેમજ ચારે રથ પાલખી આદી સાથે ઘણાંય માણસો ગયાં છે તેમ સ્વારો પણ છે તો પછી એક માણસ પ્રથમ જાણ કરવા મોકલાવ્યું હોત તો કેવું સારૂં ? (વચારી) તેઓ તેમાં ભુલે તેવા તો નથી પણ કોણ જાણે કેમ થયું આવે ત્યારે જણાય.

**સુદર્શન**––કાંઈ પણ સબળ કારણ વિના આમ બને નહીં (વિચારી) માતાજી કદાપી તે એમ ધારે કે ત્યાં પહોચ્યા પછી થોડે છેટેથી માણસ મોકલી-શું હમણાં આગળ મોકલીશું કામ છે ને તેથી તેને રહેવા આજ્ઞા કરી હોય તો તે સ્વાર રેહે બાકી તે રેહે તેવો તો નથી. તો પણ આપ કરો

છો તેમ હવે તો આપેથી કારણ જણાય. એ માણસ ઘણો સાવચેત છે એમ મંત્રી પણ કેહેતા હતા તેથી તેને મોકલ્યો છે. કેમ મંત્રી!

**વિદલ્લ**—મહારાજ આ દાસ કોઇને પણ માટે ખોટી ભલામણ કરે તેવો નથી.

**સુદર્શન**—તેને માટે મારી સંપૂર્ણ ખાત્રી છે તેથી માતાજી પાસે તમારી સાક્ષી પુરાવું છું.

**વિદલ્લ**—આજ તો તેમના કાંઇ પણ સમાચાર આવવા જોઇએ, કેમકે તેમણે મુહુર્ત ઉપર આવવા વચન આપેલું છે અને તે હવે પાસે આવ્યું છે તો પછી તે સમય તેઓ ચુકેજ નહીં મને તો લાગે છે કે રસ્તામાંજ હશે.

**મનોરમા**—(પ્રતિહારને આવતો જોઈ) કેમ પ્રતિહાર?

**પ્રતિહાર**—(નમન કરી) સર્વ સ્નેહિ જન પધારતાં હોય એમ દેવડીપરના માણસે આવીને મને કેહેવાથી આપને નિવેદન કરવા માટે આવ્યો છું લગાર હજુ તેઓ આઘા છે.

**સુદર્શન**—માતાજી સર્વ હશે માટે સર્વ સામગ્રી આણાવી મુકવા શ્રમ લેજો (મંત્રીને) મંત્રી તમે તેમને માટે ખાવા પીવાનો બંદોબસ્ત રખાવજો. હું હમણાં સામો જાઉં છું.

(સર્વ જાય છે.)

## પ્રવેશ ૬ ઠ્ઠો.

### સ્થળ દરબાર મંડપ

માંડલીક રાજાઓ સરદારો મંત્રીગો શેઠ શાહુકારો ઋષિયો બ્રાહ્મણો બંદીજનો આદી બીરાજેલા દ્રષ્ટે પડે છે.

**૧ લો રાજા**—અંબીકાની પૂર્ણ કૃપાનું આ કૃત્ય. શું ભક્તિ! અથાક!

**૨ જો રાજા**—આ સમયમાં તો આપણા વર્ગમાં ધર્મ ઉપર એટલી આસ્થાવાળું કોઇ નથી.

**૩ જો રાજા**—વય સાથે સરખાવતાં અવધી કરી નાંખી છે અને તે પણ વળી કષ્ટ વેઠીને આપણને સુખ સાથે પણ દિવસમાં એકવાર સ્મર્ણ કરવાનું મન થતું નથી.

**૧ સરદાર**—આપણાં ધન્ય ભાગ્ય કે આપણને આવા મહારાજની સેવા બજાવાનો સમય મળ્યો.

**૨ સરદાર**—દર્શનેજ દારીદ્ર જાય તેવા અને દેવ્યાંબિકાના સાચા ભક્ત.

**૩ સરદાર**—એમનાં દર્શન પણ દુઃખ નિવારણ કરે તો પછી સેવામાં તો અઢળક લાભ.

**નગરશેઠ**—પુન્યવાન તો પુરા, એમાં વાંધો નહીં.

**૨ શેઠ**—એમાં શું શક નહી તો આવી બુદ્ધીજ ક્યાંથી! પ્રભુદયાળ છે તેની ગતીનો પાર નથી.

**૩ શેઠ**—ખરૂં છે કર્તા તો તેજ છે પણ આથી સિદ્ધ થાય છે કે એક નિષ્ઠાયે તેનું સ્તવન કર્યું હોય તો તે અકારજ જતું નથી.

(આ પ્રમાણે ગપ્પાં સપ્પાં ચાલે છે તેવામાં)

**પ્રતિહાર**—ઘણીખંમા ધર્મ રક્ષક ગૌબ્રાહ્મણ પ્રતીપાળને (એમ બોલતો પ્રવેશ કરે છે ને તેની પાછળ રાજા સુદર્શન તથા મંત્રી વિદલ્લ મુની ભારદ્વાજ આદી આવે છે તેમને સર્વે ઉભા થઇ નમન કરે છે.)

**ભારદ્વાજ**–મહામાયાની આજ્ઞા પ્રમાણે તેમની સ્થાપના કર્યાબાદ આર્યવર્તના ચક્રવર્તિ રાજા તરીકે રાજા સુદર્શનને આજથી અયોધ્યાના રાજ્યાસનનો પટ્ટાભિષેક દેવ્યામ્બિકાની આજ્ઞા પ્રમાણેની વિધિ સહીત કરીએ છીએ.

(એમ કહી તેને રાજ્યાસન ઉપર હાથ ઝાલી બેસાડે છે અને ત્યાં બેસતા પેહેલાં સુદર્શન આકાશ ભણી જોઇ મનમાં દેવિનું સ્તવન કરી રાજ્યાસને બીરાજે છે તેને)

**ભારદ્વાજ વગેરે** } (આશિર્વાદ દેછે.)

## શાર્દૂલ વિક્રિડીત છંદ.

**દ્રોણાચાર્ય તણા તમે સુત થકી દીર્ઘાયુ રે'જો ઘણું,**
**થાજો સૌખ્ય સદૈવ્ય દેવ યકીએ દુર્લભ્ય સંસારનું;**

બારે ભોગવજો સુભોગ ભવને નાના પ્રકારે તમે,
આશિર્વાદ પ્રમાણુ એજ તમને દેએ છીએ આ અમે ૧

**રાજાસુદર્શન**—(આસન ઉપરથી ઉઠી નમન કરીને) તથાસ્તુ (કહી નમન કરી આસન ઉપર બીરાજે છે)

**માંડલીક રાજાઓ**—અમારા ચક્રવર્તિ રાજા પ્રમાણે અમો સર્વ આપને માની યથાશાક્ત અમારી તરફથી આ ભેટ આપને કરીએ છીએ તેનો સ્વિકાર કરશો એવી આશા છે. (ભેટ કરે છે. પછી)

**સરદારો**—સેવકો ઉપર આપનું રાજ્ય યાવત્ ચંદ્ર દીવા કરૌ રહો એવું ઈચ્છી અમારી તરફથી આ નઝર કરીએ છીએ તે સ્વિકારશો (એમ કહી સર્વ નઝર કરે છે પછી)

**મંત્રીયો**—આપનું અમર રાજ્ય ઈચ્છી દાસજનો નઝર કરે છે તેનો સ્વિકાર કરશો. (નઝર કરે છે પછી)

**શેઠ શાહુકારો**—આપના પવિત્ર રાજ્યની છાયા નિચે અમારૂં સર્વદા રક્ષણુ થાવ એવું ઇચ્છી આ નઝર કરીએ છીએ તે સ્વિકારી કૃતાર્થ કરશો, (એમ કહી સર્વ નઝર કરે છે તે થઇ રહ્યા પછી.)

**રાજાસુદર્શન**—હે શ્રેષ્ટ સામંતો, મહાબાહુ સેનાપતિઓ મોટી બુદ્ધિવાળા મંત્રી અને સર્વ વર્ગના અન્ય પુરવાસીઓ વંશપરંપરાથી ચાલતા આવેલા તમારા સર્વના વિનયે કરીને મારૂં દુઃખને લીધે ખીન્ન થયેલું મન આજનો મેળાવડો જોઇને અત્યંત પ્રફુલીત થાય

છે. તમારા સર્વેની નમ્રતા વિવેક અને ચાતુર્યથી હું મને ધન્ય ગણું છું. આપણું અયોદ્ધાનું રાજ સુખી કેહેવાય છે અને તેજ પ્રમાણે આપણા પીતામહોએ પણ પ્રજાનું પુત્રની પેરે લાલન પાલન કરેલું છે એજ વિધીએ હું કરીશ અને તમે પણ સર્વ પ્રજાને સુખદાયી કાર્યો કરવામાં સદા તત્પર રહી મને સહાયભુત થશોજ એમ હું માનું છું. દીનપ્રતીદીન આપણી વિમળકીર્તિ જગતમાં પ્રસરે એવાંજ કાર્ય કરતા રેહેવાં એ આપણું સ્વકૃત્ય છે. મારા હાથરૂપ, પાયરૂપ, અને ટુંકામાં મારા સર્વ અંગરૂપ તમો સર્વને હું ગણું છું કારણ કે તમારેજ પ્રભાવે કરીને મારે શોભાવાનું છે.

હવે હું ધારૂં છું કે સમય ઘણો થયો છે અને સર્વને ભોજનની પણ વેળા થઈ છે માટે દરબાર વિસર્જન કરીએ (એમ કહી મંત્રીને) મંત્રી વિદલ્લ સમુદાયમાં મળેલા ભૂદેવોને તથા બંદીજન આદી સર્વને યોગ્યતા પ્રમાણે સરપાવાદી આપી વિદાય કરવાને માટે કોશાધિપતિને આજ્ઞા કરો. (ઉઠે છે ને સર્વ નમન કરે છે.)—

**વિદલ્લ**—જેવી આજ્ઞા.

(દરબાર વિસર્જન થવાથી સર્વ જાય છે)

## પ્રવેશ ૭ મો.

### સ્થળ રાજ મેહેલ.

મનોરમા લિલાવતી શશિકળા આદી સ્ત્રીઓ પ-
છીથી મુની ભારદ્વાજ સુદર્શન કૃષ્ણશર્મા વિદલ્લ
આદી મંત્રીઓ.

**મનોરમા**—(કાંને નફીનો સ્વર પડવાથી) પુત્ર સુદર્શન આ-
વે છે હો બેહેન લિલાવતી?

**લિલાવતી**—મને પણ એવો ભાસ થયો ખરો (એટલા-
માં સુદર્શન આદી સર્વ પ્રવેશ કરે છે.)

**સુદર્શન**—માતુશ્રી હું પ્રણામ કરૂછું.

**મનોરમા**—પુત્ર દીર્ઘાયુ તથા પુત્રવાન ભવ.

**સુદર્શન**—માતા લિલાંવતી હું પ્રણામ કરૂં છું.

**લિલાવતી**—પુત્ર પુત્રવાન અને દીર્ઘાયુ થઇ અમર રાજ
ભોગવો.

**રાજા સુદર્શન**—(ભારદ્વાજ મુનીને) પીતાજી આપણી કૃ-
પાએ આ સર્વ કાર્ય આજ નિર્વિધ્ન પાર પત્યુ
એ અત્યંત આનંદની વાત છે. શું આ ભૂમીમાં
મારા જેવો કોઇ ભાગ્યશાળી થયો હશે કે જેના
ઉપર આ પ્રમાણેની દેવ્યાંમ્બિકાની કૃપા દ્રષ્ટી
હોય? હું આજ આસ્થિતિમાં છું તે તેમનોજ
પ્રતાપ નહીં તો હું કોણ અને શી દશામાંથી,
શી દશામાં આવ્યો!!! એ સર્વ શું બનવા જેવું
હતું? (ખેદ યુક્ત થાય છે.)

**ભારદ્વાજ**—પુત્ર તમને યાદ નથી કે गतं नशोचः માટે
હવે તેનું સ્મર્ણ ન કરવાં. જેમનાથી આ વૈભવ

મળ્યો તેમનું સર્વદા સ્મર્ણ રાખજો અને તમારી પ્રજાનું યથા શક્તિ પાલન કરજો કે જે હવે તમારો મુખ્ય ધર્મ છે કારણ કે હવે હું તો પ્રાતઃકાલે જઇશ અને તમારાથી વેગળો છું એટલે વારોવાર તમને તમારા ધર્મનું સ્મર્ણ કરાવા અવાશે નહીં પરન્તુ તમે સમજુ અને વિદ્વાન છો એટલે સર્વે લક્ષમાં રાખી સારી રીત્તે વર્તશો એવી મારી અનુભવથી ખાત્રી છે.

**સુદર્શન**—પીતાજી આ ખોળીયામાં આત્મા છે ત્યાં સુધી તો હું મારો ધર્મ ચુકનાર નથી અને આપ એમ પણ સત્ય માનજો કે એવું કોઇ વિકટ કામ માથે આવી પડ્યું કે જેનું નિરાકરણ આ પુત્રથી થશે નહીં તો તેને માટે પાછો આપને શ્રમ આપ્યા વિના પણ રેહેશે નહીં.

**ભારદ્વાજ**—પુત્ર સુખેથી પધારજો હું એમાં શ્રમ ગણુતો જ નથી લ્યો હવે બેસો હું ઉતારા ઉપર જાઉછું કે જેથી સર્વને જાણ કરૂં કે પ્રાતઃકાલે જવાને સજ થઇ રહે.

**મનોરમા**—પીતાજી આપના સહવાસનું સુખ બે દિવસ વધુ આપ્યું હતતો બહુ સારૂં પણ હવે હું તે વિશે આપને વધુ કહી શકતી નથી કારણ કે આપ કરતા હશો તે યોગ્યજ હશે (એમ કહી વંદન કરે છે.)

**લિલાવતી**—મહર્ષી હું લિલાવતી આપને પ્રણામ કરૂંછું.
**ભારદ્વાજ**--તમો બેઉનું કલ્યાણ થાવ.
**શશિકળા**—પીતાજી હું આપને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરૂં છું.
**ભારદ્વાજ**—સૌભાગ્યવતી આ રાજ્યને શોભાવે સગા સ્નેહીઓને આનંદ આપે અને શત્રુને ત્રાસ ઉપજાવે તેવા સો પુત્રની મા થજો (એટલું બોલી ઉતારે જવા ઉઠે છે તેવામાં.)
**સુદર્શન**--પીતાજી ઉતારા ઉપર જતા પેહેલાં આ પુત્રની એક વિનતી છે તે સ્વિકારવા કૃપા કરશો.
**ભારદ્વાજ**-(ઉભા રહી) પુત્ર શું છે તે સુખેથી કહો.
**સુદર્શન**—મારી એવી યાચના છે કે આપથી જુદાં પડ્યાં અગાઉ એકવાર આપની સાથે દેવ્યાંબિકાનું સ્તવન કરૂં અને તેમાં (સર્વને બતાવી) આ સર્વ પણ ભાગ લે કારણ કે આપે મારે માથે નાંખેલા બોજામાંથી આપની સાથનો તેવો લાભ લેવાનો મને પછી પ્રસંગ મળવો કઠણ છે.
**ભારદ્વાજ**--પુત્ર એ તો ઘણી આનંદની વાત લ્યો ચાલો હું થોડી વાર પછી જઈશ.

(સર્વ સાથે સ્તુતિ કરે છે.)

## ઠુમરી.

(પ્રાણ પ્યારી તેં મારૂ મન હરી લીધું રે બેહાલ
વિરહની પીડાથી અથવા)

(લે ચાલ બીરજ કે બંગલેમેં એ રાગ)

નિરાકારે મંગળરૂપે જગ વસોરે,
નિર્ગુણ દયાળુ અમ્બિકે. નિરાકારે. ટેક.
સિદ્ધિ ન થાયે બીજતણી ભ્હો,
થાકી જાયે મુનિયો મોટા ધ્યાન ધરી રે. નિર્ગુણ. ૧
વિધિ રહીત્ પણ અજ્ઞાનતામાં,
કામ બીજ રટંતાં તમે દયા કરીરે. નિર્ગુણ. ૨
આયુદ્ધ આપ્યાં આપે ભવાંની,
વળી પ્રાપ્તી કરાવી તમે રથતણી રે. નિર્ગુણ. ૩
શશિકળા નાયિકાને સુચવીયું,
વર્યા સંગે તમારા દેવી ભક્ત તણીરે. નિર્ગુણ. ૪
બળવાન શત્રુ બેઉને માર્યા,
એ તમારૂં ચરિત્ર અવર્ણીય દેવી રે. નિર્ગુણ. ૫
ચક્રવર્તી આ રાજ્ય અપાવ્યું,
અપ્રાપ્ત એ અખંડ તમ કૃપા કેવી રે. નિર્ગુણ. ૬
મંદ બુદ્ધિએ શું તમ ગુણો,
ગૈએ પામ્યા ન પાર ઈન્દ્ર સુર મુની રે. નિર્ગુણ. ૭
માટે સ્વિકારી નમન અમારૂં,
કરો રક્ષા સરવની વિનતી સુણી રે. નિર્ગુણ. ૮



# શુદ્ધિપત્ર.

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૩ | બ્રહ્યા | બ્રહ્મા. |
| ૩ | ૬ | પિયા | પ્રિયા. |
| ૩ | ૮ | પ્રાણુધાર | પ્રાણાધાર. |
| ૮ | ૧ | આંગણુમાં | આંગણામાં. |
| ૬૩ | ૫ | આગોદ્ધા | અયોદ્ધા. |
| ૨૦ | ૧૪ | સ્ફુટ | સ્ફુટ. |
| ૨૭ | ૧૬ | કહેજો | કહેજે. |
| ૩૦ | ૩ | કતર્વ્યં | કર્ત્તવ્ય. |
| ૩૨ | ૧૫ | મધાન્ત | મધ્યાન. |
| ૩૫ | ૧૬ | તે | તો. |
| ૩૭ | ૧૬ | પોતોની | પોતાની. |
| ૪૨ | ૬ | ખોટ | ઓટ. |
| ૪૫ | ૪ | મેંચ | મંચ. |
| ૪૭ | છેક છેલ્લી લાઇન. દોષ કહો શુ મારા મળ્યા વણ દીઠા પ્યારા થાઓ છો જેથી ન્યારા. | | |
| ૪૮ | ૯ | ફ્રોસ | ફ્રોમ. |
| ૫૩ | ૧૫ | લૈ | લે. |
| ૬૧ | ૨૦ | બાળેછેમંન | ને.બાળેછેમંનં |
| ૬૩ | ૧૭ | મધુમાતી | મધુમતિ. |
| ૬૮ | ૨૦ | સ્વભા | સ્વભાવ. |
| ૭૬ | ૭ | લોહિ | ભસ્મ. |
| ૮૩ | ૨ | સુખિ | સખિ. |

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૮૬ | છેક છેલ્લી લાઈન. | વિવાહની વાત પણ ઉચ્ચારે છે? સ્વયંવર તો હવે મારા કામનો નથી. | |
| ૯૩ | ૧ | કે | નિરર્થક છે. |
| ૯૬ | ૧૭ | જાય | જાત્ર. |
| ૯૯ | ૧૪ | થાડે | થોડે. |
| ૧૦૧ | ૯ | તસ્વાવયો | તપસ્વિયો. |
| ૧૦૪ | ૪ | તેને | તને. |
| ૧૦૯ | ૩ | આવ્યું કદા શીરપરે દુઃખ કોઇ એક. | |
| ૧૧૧ | ૨ | આપણો | આપણે. |
| ૧૧૧ | ૧૩ | અપાના | આપના. |
| ૧૧૬ | ૧૨ | અમને | એમને. |
| ૧૧૭ | ૧૮ | કોર્ટ | કોટે. |
| ૧૧૮ | ૩ | સું | શુંચારેઠેકાણે. |
| ૧૧૯ | ૨ | સારૂ | સારા. |
| ૧૧૯ | ૧૮ | મેળવવાનો | મેળવવાને |
| ૧૧૯ | ૧૮ | કાંણુત.રે | ચહુ તાહરૂં. |
| ૧૨૦ | ૧૭ | એના પીતાય એના સ્વયંવર માટે વિચાર્યા કરે છે. | |
| ૧૨૩ | ૧૬ | તે | તો. |
| ૧૨૩ | ૨૦ | ધ્રુવસંધિ | ધ્રુવસંધિ. |
| ૧૨૪ | ૨ | અજ્ઞાકીત | આજ્ઞાંકિત. |
| ૧૨૭ | ૧૧ | બજે | બાજે. |
| ૧૨૮ | ૨–૩ | એ | રે. |

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- | --- |
| ૧૨૮ | ૧૧ | હજી | તને. |
| ૧૩૩ | ૨૦ | બીજાશીની | બીજાનીશી. |
| ૧૩૫ | ૨૦ | તળસાવરે | તલસાવરે. |
| ૧૩૯ | ૧૮ | અપ્રિટિષ્ટિત | અપ્રતિષ્ટિત. |
| ૧૩૯ | ૨૨ | વૃદ્ધિ | વૃદ્ધ. |
| ૧૪૮ | ૪ | સાંકળી | સાંકળેલી. |
| ૧૫૬ | ૭ | સુંવાત | શું વાત. |
| ૧૫૭ | ૩ | ખાટું | ખોટું. |
| ૧૬૧ | ૧૫ | શશિકળા | મધુમતિ. |
| ,, | ૧૭ | મધુમતિ | ઇન્દુમતિ. |
| ,, | ૧૮ | ઈન્દુમતિ | શશિકળા. |
| ૧૬૩ | ૧૪ | લાવજો | લાવો. |
| ૧૬૪ | ૧૧ | તે | તેં |
| ,, | ૧૩ | જાય | જાયે. |
| ,, | ૧૪ | તમાય | તમામ. |
| ૧૭૨ | ૧ | અજ્ઞાનતો હું | આજ્ઞાથીછું હું |
| ૧૭૩ | ૧૬ | મુક્ત | હું મુક્ત. |
| ૧૭૮ | ૭ | માતુશ્રીની | ધાત્રીની. |
| ૧૭૯ | ૯ | મા | ધાત્રી. |
| ,, | ૧૫ | નામનીજ | કામનીજ. |
| ૧૮૭ | ૫ | તે | ને. |
| ૧૯૧ | ૧૪ | એવો | એવી. |
| ૧૯૬ | ૨૧ | સુંદર્શનેજ | સુદર્શનનેજ. |
| ૧૯૮ | ૨ | હવે | હતે. |

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૯૯ | ૭ | કેમકે | કેમ કો.' |
| ,, | ૨૦ | પરણવા આવશે | પણ પાળશે. |
| ૨૦૦ | ૧૦-૧૧-૧૨ | પણઆજ્ઞમુકે | પણએકજાજ્ઞાણુકરે |
| ,, | ૧૩ | શકે | કરી શકે. |
| ,, | ૨૨ | જઈ | પાસે જઈ. |
| ૨૦૪ | ૨ | બ્હાર | બ્હારે. |
| ૨૦૬ | ૩ | મનોરમા | ધાત્રી. |
| ૨૦૭ | ૧૪ | મનોરમા | ધાત્રી. |
| ૨૦૮ | ૧૦ | કરમાં | કરતાં. |
| ૨૦૯ | ૧૬ | દાસી | ધાત્રી. |
| ૨૧૮ | ૨૨ | ળાકજું | કાળજું. |
| ૨૨૦ | ૧૧ | ઇન્દુમતી | મધુમતી. |
| ૨૨૧ | ૭ | તમને | તમે જો. |
| ,, | ૧૭ | આશ્રય | આશ્રમ. |
| ૨૨૨ | ૫ | દિન | દિનમાં. |
| ૨૨૩ | ૪ | યુદ્ધ | યુદ્ધે. |
| ,, | ૧૪ | પાંચે | પો'ચે. |
| ૨૨૪ | ૭ | તેમ ન ધરે | મન તે ધરે. |
| ૨૨૬ | ૧૧ | આશારે | આશેરે. |
| ૨૩૦ | ૧૭ | ઉપડવો | ઉપાડવો. |
| ૨૩૪ | ૧૪ | બહુબાળ | બાહુબળ. |
| ,, | ૧૯-૨૦ | તો ખરે આવા | મોખરે આવ્યા. |
| ૨૩૫ | ૩ | છે | છો. |

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૩૫ | ૧૮ | કાય | કાર્ય |
| ૨૩૬ | ૨ | જોનું | જોહનું. |
| ૨૩૭ | ૧ | કરો | ચિન્તા કરો. |
| ૨૩૮ | ૮ | સાંભળજે | સંભાળજે. |
| ૨૩૯ | ૬ | ને | તે. |
| ૨૪૦ | ૮ | ચલાવજે | ચલવજે. |
| ૨૪૨ | ૧૮ | નથી | તેથી. |
| ૨૪૩ | ૫ | દાસીજન | દાસજન. |
| ૨૪૪ | ૧૧ | કુમકા | કુમાર. |
| ૨૪૫ | ૧૪ | કે | છીએ કે. |
| ૨૪૬ | ” | નઠાર શેઠ | નગરશેઠ. |
| ” | ૧૬ | આજના | આજનું. |
| ૨૪૯ | ૧૩-૧૪ | મંલીજાયછેજાએ | નિરર્થક છે. |
| ૨૫૦ | ૧૬ | જાય | જાય છે. |
| ” | ૧૮ | પુત્રવાની | પુત્રવતી. |
| ૨૫૧ | ૨૦ | આપ | આ. |
| ૨૫૨ | ૬ | પુત્રિ | પુત્ર. |
| ૨૫૩ | ૧ | ને | તે. |
| ” | ૫ | વાસ | દાસ. |
| ૨૫૪ | ૩ | બ્રહ્મણાદિ | બ્રાહ્મણાદિ. |
| ” | ૧૧ | બેઠાજનાવી | બેસવાજણાવી |
| ” | ૧૭ | વિગેરે | વિગેરેને. |
| ૨૫૫ | ૧૦ | આદિ | આદિને. |

